કેવળ છ માસના ત્રીજા અફઘાન વિગ્રહને અંતે તેણે મેળવી લીધું. અમીર અમાનુલ્લા સ્વતંત્ર થયો. યુરોપમા તેની બાદશાહીના માન વધ્યા મુસલમાનોમા અસ્મિતાની વૃદ્ધિ થઈ. સોવિયેટ રશિયાએ તો અવધિ જ કરી. તુર્કોમન, કિરગીઝ જેવી ભટકતી, અર્ધ જંગલી ગણાતી જાતિઓમા પ્રાણ પૂર્યા. તેમના સ્વતંત્ર રાજ્ય જમાવ્યા અને ઇરાન કે જે અંગ્રેજ અને રશિયાના સામ્રાજ્યવાદ આગળ સ્વતંત્રતાના ખમીરને આગળ લાવી શકતુ જ નહોતુ તે રશિયન સામ્રાજ્યવાદના ભુંગ સાથે ઉડી ટટ્ટાર થયુ. સોવિયેટ રશિયા તેને જોઈતી મદદ આપવા તૈયાર થયુ. ઉદાર દિલના મુત્સદ્દીએ ઇરાનને જગતમા એક સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કર્યું તે એટલે સુધી કે જે ઇરાન નજીવી બાબતોમા લંડન અને સેંટ પિટર્સબર્ગના પરદેશખાતા તરફ મીટ માંડી બેસતુ હતુ તે પોતાના મહા મોંઘા તેલના પ્રદેશ માટે બ્રિટન જેવાં સાધન સપન્ન રાજ્ય સાથે બાથ ભીડવા તૈયાર થયુ. અને આ ઝઘડામા તેણે પોતાના વ્યાજબી હકો પ્રાપ્ત કર્યા પણ ખરા !

રાજદ્વારી શેતરંજના ઉસ્તાદો પણ કાળને વશ છે જે ઉસ્તાદો અત્યાર સુધી જગતને આંગળીના ઇસારે નચવતા હતા તે ઉસ્તાદોનુ સ્થાન સદાને માટે ગયુ છે જેવુ સ્થાન યુરોપ અને સમગ્ર જગતમા બ્રિટન ફ્રાંસ, જર્મની, ઇટાલિનુ હતુ તેવુ સ્થાન તેઓ હવે ફરિ પ્રાપ્ત કરી શકવાના નથી. એ બધા અત્યારે અમેરિકાના દેવાદાર બન્યા છે અને અમેરિકા જગતના તાલ સાથે પોતાના તાલ મિલાવવા સ્ટોરિયાની જેમ અત્યારે તો આર્થિક દાવ ખેલી રહ્યુ છે ડોલરની કિંમત ચઢાવી ઉતારી દુનિયાના બજારમા પોતાનો માલ ખપાવવાનો તે સટ્ટો ખેલી રહ્યુ છે એટલે જે દેશ તેનો માલ ખરીદે, તેના વેપારને ઉત્તેજન આપે તે તેને મન તેનો પરમ મિત્ર ગણાય ! આવી સ્થિતિમા પૂર્વના દેશોને તે પપાળી રહ્યુ છે અને તેથી જ પૂર્વના દેશો યુરોપના બળ ગણાતા દેશો સામે પડતા અચકાતા નથી

આ બધી ખટપટ વચ્ચે ઈરાન, અફઘાનિસ્તાન જેવાં સુદૂર આવી રહેલાં, રણો અને પર્વતોથી બહુ ફળદ્રુપ ન ગણાતાં રાજ્યો તરફ નજર માંડવાની વૃત્તિ રાજદ્વારી - શેતરંજના ઉસ્તાદોને થોડી જ છે. આર્થિક મુઝવણને લીધે તેઓ તેમ કરી શકે તેમ જ નથી. અને તેથી જ ઈરાન, અફઘાનિસ્તાન જેવાં રાજ્યો પોતાની સ્વતન્ત્રતા આગળ ને આગળ વધારી રહ્યાં છે.

ઈરાન—જગજૂનું ઈરાન—પ્રાચીન સંસ્કૃતિ, સમૃદ્ધિ અને સામ્રાજ્ય માટે જૂના કાળથી પ્રસિદ્ધ છે. અમેરિકા, બ્રિટન, ફ્રાંસ, જર્મની, ઇટાલિ વગેરે આધુનિક કાળના સુસસ્કૃત ગણાતાં રાજ્યો જ્યારે અંધકારના વમળમા ગોથા ખાતાં હતા ત્યારે ઈરાનમાં સંસ્કૃતિનો મધ્યાહ્ન તપતો હતો. ઈરાની સમ્રાટો ત્યારે અરેબિયન નાઈટ્સની વાતો જેવી સમૃદ્ધિ ભોગવતા હતા. અત્યારનાં કોઈ પણ સામ્રાજ્યને ભૂલાવી દે તેવા વિસ્તાર પર ઈરાની સામ્રાજ્ય દોર ચલાવતુ હતું. એ સામ્રાજ્ય ગયુ છતા ઈરાન પોતાની આલિશાન કીર્તિ જાળવી રહ્યુ. હાફિઝ, ઉમ્મર ખય્યામ અને શેખ સાદીની લલિત વાની આખા જગત પર હજુ ઈરાનને જાગતુ રાખી રહી છે. અને અત્યારે રેઝા-શાહ પહેલવીના આશરા નીચે જગતના શ્રેષ્ઠ સામ્રાજ્યના પંજા તળે કચરાએલા પોતાના હકો પાછા મેળવી તેણે પોતાની ગુમાવેલી આતર્રાષ્ટ્રિય કીર્તિ પાછી મેળવી છે.

પ્રસ્તુત પુસ્તકમા ઈરાનનો બધો ઇતિહાસ ટુકામાં વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે. આશા રાખવામા આવે છે કે 'નવયુગ ગ્રંથમાળા'માં પ્રગટ થતાં આ જાતના બીજાં પુસ્તકોની પેઠે જ આ પુસ્તક પણ ગુજરાતી વાચકવર્ગને અવશ્ય રૂચશે.

તા. ૧૫-૨-૩૪. મહાશંકર ઇંદ્રજી દવે

## :: અનુક્રમ ::

## પ્રકરણ ૧ લું

## ભૌગોલિક વિવરણ

મધ્ય સમુદ્રથી માંડીને હિંદની સરહદ સુધીમાં આવેલાં ત્રણ મોટાં સ્વતંત્ર રાજ્યોમાં ઇરાનની ગણતરી થાય છે. આ ૬,૨૮,૦૦૦ ચો. મા. ના વિસ્તારવાળો પ્રદેશ કુદરતનું અતિવિચિત્ર લીલાનિકેતન છે. એક તરફ ડુંગરાળ વેરાન પ્રદેશનું ભયંકર અને સખત રૂપ, બીજી તરફ સપાટ હરિયાળાં ખેતરોની રમણીય માધુરી ઇરાનને અતુલનીય રૂપ આપી રહ્યાં છે. કોઈ જગાએ ડુંગરાઓની મેખલા સીમાહીન રણભૂમિની છાતી પર આમ તેમ વિખરાઇ પડી છે અને તેની તળેટીમા છાયાથી શીતળ બની ગએલા લીલાકુંજર બાગ બગીચા બહેકી રહ્યા છે, ત્યારે કોઇ જગાએ સ્વચ્છ નીલ આકાશ નીચે જનમાનવહીન દિગંત વિસ્તૃત મરુભૂમિના ઉરદેશને ભેદી ઊંચા અભ્રભેદી પર્વતો ફાટી નીકળ્યા છે. પર્વતોની હારો વચ્ચે આવેલી લીલી કુંજ સમી ખીણો ઝરણાંઓના કલતાનથી ગુંજી રહી છે. ઉત્તરમા લગભગ ૧૮,૦૦૦ ફૂટ ઊંચો હમેશાં બરફથી છવાએલો રહેતો એલ્બુર્ઝ પર્વત અને તેનુ ઊંચામા ઊંચુ શિખર દિમાવદ ચોપાસ રેલાઈ રહેલી ઉંડી નીલિમાની છાતી પર અપાર લાવણ્ય ધારણ કરી રહ્યાં છે.

પરંતુ ઇરાનના કવિઓએ ગુલાબના બગીચા રૂપ જે ભૂમિને જગતમાં અમર બનાવી છે તે આ ડુંગરાળ ભૂમિ નહિ, પણ તેના

દક્ષિણ ભાગમા આવેલી પ્રભુની માનીતી ભૂમિ છે. ઈરાનના આ સ્વપ્ન રાજ્યમા નાના નાના સુંદર ગામો આવેલા છે, લીલા ઘાસથી છવાએલા મનોહર મેદાનો આવેલા છે, બુલબુલના અવિરામ ગીતોથી ગુંજતી દ્રાક્ષકુંજો આવેલી છે અને ઘીચોઘીચ આવેલી ઝાડીની વચ્ચે ગુલાબી રગના પ્રસન્ન ગુલાબના વનો સર્વત્ર વેરાઈ ગયા છે.

સાંકડા ગ્રામ્ય રસ્તા વાંકાચૂકા ચાલ્યા જાય છે. રસ્તાની બંને બાજુએ ઝાડોની હારો, તેના પર ચડેલી વેલો ચંદરવાની જેમ ઝૂકી રહેલ છે. વસંતના આગમન અને ગ્રીષ્મઋતુની શરુઆત વખતે જ્યારે પર્વત પર પડી રહેલુ બરફ પીગળી નદીઓને ભરપૂર કરી મૂકે છે, ત્યારે વૃક્ષલતાના લીલા પાંદડા ફૂલથી વિભૂષિત બની ચોમેર પોતાની પ્રભા પ્રસરાવે છે, દ્રાક્ષકુંજો બુલબુલોના અવાજથી, નાઈટિંગેલના અવિરામ ગાયનથી સ્પમલિન થઈ રહે છે અને બધા મેદાનો મનોહર બગીચાના રૂપમા ફેરવાઈ જઈ ગ્રીષ્મઋતુના રુદ્ર શુષ્ક રૂપને સ્નિગ્ધ અને સ્યામન બનાવી મૂકે છે.

આવા પ્રાકૃતિક વૈચિત્ર્યના ખોળામા જે સંસ્કૃતિનુ સર્જન થયુ છે તે પણ સાહિત્ય, કાવ્યસંપદ અને કલાસૃષ્ટિમા એવી જ વિચિત્ર, એવી જ સમૃદ્ધ છે. ફારસી ભાષાની ભાવભીની સ્વચ્છંદ ગતિ, માધુર્યમય શૈલી હમેશને માટે મનુષ્યના મનમા એક જાતનો અનિર્વચનીય આનંદ ફેલાવે છે. આ સુંદર ભાષામાના કાવ્યપ્રવાહે માનવ મનને એક પ્રકારનુ અપૂર્વ દાન આપ્યુ છે. આ ભાષા દ્વારા ઈરાનની જૂની, ઐશ્વર્યસંપન્ન એક વિશાલ સંસ્કૃતિએ પોતાનુ રૂપ પ્રગટ કર્યું છે. મુસલમાન વિજય પછી ઈરાને ઈસ્લામી શાસ્ત્ર, સમાજવિધિ અને સંસ્કૃતિ ગ્રહણ કરી હોવા છતા વિજયની મૂર્છામાથી ઉઠ્યા બાદ એ જૂની સંસ્કૃતિએ એકાદ બે સૈકામા જ વિજેતા ઉપર પોતાની ઉંડી

છાપ પાડી હતી. હિંદથી માંડીને દૂર આવેલા સ્પેનના છેડા સુધીના બધા દેશોના આચારવિચાર, જ્ઞાનવિજ્ઞાન, સ્થાપત્ય શિલ્પ અને લલિતકલા ઉપર ઈરાનની અસાધારણ પ્રતિભાએ પોતાની ઉંડી છાપ પાડી છે. વર્તમાન જગતને વિષે સેરેસનિક શિલ્પકલા [ Saracenic School of Art ] નામની જે ખાસ સ્થાપત્યકલા પ્રસિદ્ધ થઇ ચૂકી છે તે આ ઈરાની શિલ્પ પ્રતિભાની સૃષ્ટિ છે અને તે ઈરાનથી મિસર અને સ્પેન સુધી વિસ્તાર પામી છે. હિન્દમાં પણ મોગલ બાદશાહોએ ઈરાની સંસ્કૃતિને પોષી હતી અને ઈરાની વલણ માટે જહાંગીરની પ્રખ્યાત બેગમ નૂરજહાન તો પ્રખ્યાત છે.

આર્ય જાતિની એક શાખા ઈરાનના હાલના વતનીઓની પૂર્વજ ગણાય. ઈરાનમા અત્યારે લગભગ એક કરોડ માણસો વસે છે. તેમાં ૯૦ લાખ શિયા અને ૯ લાખ સુન્ની મુસલમાનો છે; બાકી રહેલી વસ્તીમાંના ૯૦ હજાર ખ્રિસ્તી, ૩૬ હજાર યાહુદી ને ૯ હજાર પારસીઓ છે.

કુલ વસ્તી બે ભાગમા વહેચાએલી છે. એક ભાગ ખેતી અને શિલ્પ વાણિજ્યાદિનું અવલમ્બન કરી શહેર અને ગામડાંમાં સ્થાયી ભાવે રહે છે. બીજો ભાગ ભટકતી જાતોનો બનેલો છે. તેઓ સ્ત્રીપુત્ર અને પશુઓના ટોળા સાથે રણો અને ડુંગરાઓમાં અહીં તહીં ભટકે છે. ઊંટની પીઠ પર તેઓનો સરસામાન લાદેલો હોય છે. અને જ્યાં ડેરા તાણવા હોય ત્યાં થોડા દિવસને માટે તેઓ રહેઠાણ કરી રહે છે. તુર્કી, કુર્દ, આરબ, કાશગાઇ વગેરે જુદી જુદી જાતિઓનો આ વિભાગમાં સમાવેશ કરી શકાય. કુદરતનાં આ અશાંત, ચંચળ સંતાનોનાં તોફાનોને લીધે ઈરાનમા રણો અગર ડુંગરાળ મુલકો પસાર કરવાનું મુશ્કેલ બની જાય છે. કારણ કે એ વર્ગનો એક માત્ર ધંધો લૂટફાટ કરવાનો છે.

ઈરાનની કુદરતી વિચિત્રતાએ તેની વસ્તી પર પણ ભારી અસર કરી છે. ઈરાનીઓને સ્વાભાવિક રીતે જ "ફ્રેંચ જાતિ" [French of the east.] ના નામથી ઓળખવામાં આવે છે. ફ્રેંચોની માફક જ તેઓ એક તરફથી બુદ્ધિમાન, હાસ્યામોદી, લાગણીવશ અને સૌંદર્યપિપાસુ છે, અને બીજી તરફથી તેઓના પરિશ્રમ, સહનશીલતા, સાહસ, શૌર્ય, નિયમિતપણુ વગેરે ગુણોએ તેમને લડાયક પ્રજા બનાવી છે.

આ લડાયક અને પ્રતિભાશાળી જાતિ પહેલાં ઘણા વર્ષો સુધી જરથોસ્તી ધર્મ પાળતી હતી. જરથુસ્ત તેઓના ધર્મ પ્રવર્તક પયગંબર અને ઝંદાવસ્તા નામનો જૂનો ગ્રંથ તેઓનો પ્રિય ધર્મગ્રંથ ગણાતો. પરંતુ ઈ. સ.ની સાતમી સદીમા મુસલમાનોએ તેઓને વટલાવ્યા અને તેથી ધીમે ધીમે તેઓને ઈસ્લામ ધર્મ અને સંસ્કૃતિ ગ્રહણ કરવાની ફરજ પડી. છેવટે આખો દેશ મુસલમાન થઇ ગયો. સાંપ્રત સમયમા જરથોસ્તી ધર્મ પાળતા "પારસી"ઓની સંખ્યા જગતમાં બહુ ઓછી છે. તેઓનો મોટો ભાગ હિન્દમા વસે છે અને ઈરાનમાં તો તેમાના માત્ર ૯૦૦૦ વસે છે. ઈરાનમા આ પારસીઓ સામાન્ય રીતે ખેતી અને વેપાર પર ગુજરાન ચલાવે છે. હિન્દના પારસીઓએ વિદ્યા, બુદ્ધિ અને પૈસા વડે આધુનિક કાળમા અપાર લાગવગ પ્રાપ્ત કરી છે. મુંબઇ તરફના પારસીઓનો એક પ્રતિનિધિ ઈરાનની 'મજલિસ' માટે ચૂંટાય છે અને તે તેહરાનમા રહી ઈરાનના પારસીઓના સ્વાર્થ અને હિત જાળવે છે.

પૂર્વનો વિશાળ વેપાર એક વખતે ઈરાનમાં થઈ યુરોપ સાથે ચાલતો. તે વખતે જગતના વેપારમાં ઈરાનનુ ખાસ સ્થાન હતું. હિન્દની મલમલની પેઠે ઈરાનના ગાલિચા, દારૂ, રેશમ વગેરે જગતના વ્યાપારી બજારોમા એક દિવસ સન્માન પ્રાપ્ત કરતાં હતા. પરંતુ એ બધુ અત્યારે નામશેષ રહ્યુ છે. પૂર્વના બીજા દેશોની પેઠે ઈરાનનો

ગૌરવ રવિ પણ અત્યારે અસ્તાચળમાં ગયો છે. સાંપ્રત સમયનું ઈરાન અતિ ગરીબ છે. તો પણ ઈરાનનો હાલનો શાહ દેશની લુંટાઈ ગયેલી લક્ષ્મીને પુનઃ સ્થાપવા માટે તનતોડ મહેનત કરી રહ્યો છે. અને લાગે છે કે હાલના શાહના વખતમાં જ કદાચ ઈરાન પોતાનું જૂનું ગૌરવ પ્રાપ્ત કરી શકશે, તેનો માલ વળી દેશવિદેશમાં આદરમાન પ્રાપ્ત કરશે, તેની સંભાળ વિનાની દ્રાક્ષકુન્જોમાં સુધારા થશે, તેના ગુલબાગોના બુલબુલો વળી આનંદથી પ્રફુલ્લ બની જગતને આનંદ આપશે, અને સર્વથી વિશેષ તો એ કે ત્યાંની વિચિત્ર સંસ્કૃતિ ફરીથી પૂર્ણ મહિમા પ્રગટ કરી જગતને સમૃદ્ધ બનાવશે.

## પ્રકરણ ૨ જું
## પ્રાચીન ઇતિહાસ

એશિયાની આ જૂની જાતિનો ઇતિહાસ છેલ્લા અઢી હજાર વર્ષથી અતિ વિચિત્ર સાંકડા માર્ગે ગમન કરી રહ્યો છે ઇરાની પુરાણ કથાના ધૂમસને ભેદી ત્યાંનો ખરો ઇતિહાસ ઇ સ પૂ ૬૦૦ થી શરૂ થાય છે

આ લગભગ ઇ સ પૂ ૫૫૮ ની સાલની વાત છે જ્યારે ઇરાનનો પહેલવહેલો દિગ્વિજયી સમ્રાટ સાઇરસ [Cyrus the Great] ઉત્તરમા રહેતી મીડ જાતિને [Medes] હરાવી તેનુ વિશાળ રાજ્ય જીતી લેતો હતો અને એક પછી એક એસિરિયા, બેબીલોન વગેરે આજુબાજુના રાજ્યો જીતી હિન્દથી માંડીને ભૂમધ્ય સુધીના વિશાળ પ્રદેશ પર એક અખંડ વિશાળ સામ્રાજ્ય ઉભુ કરતો હતો ત્યારથી ઇરાનના ઇતિહાસની શરૂઆત થાય છે એના મૃત્યુ પછી કાબિસિસે [Cambyses] મિસર જીતી ઇરાની સામ્રાજ્ય સાથે જોડી દીધુ પરંતુ થોડા વર્ષો બાદ સામ્રાજ્યમા ચોમેર બંડો ફાટી નીકળ્યા અને તેથી કાબિસિસને આપઘાત કરવો પડ્યો અને ડરાયસ [Darius the Great] ઇ સ. પૂ ૫૨૧ મા ઇરાની સામ્રાજ્યની ગાદી પર આવ્યો

ડરાયસે સખત હાથે કામ લીધું. બળવો દબાવી દીધો અને રાજ્યમાં ઠેર ઠેર વ્યવસ્થા આણી, વેપાર, શિલ્પ અને સંપત્તિમાં તેણે ઇરાનને સર્વશ્રેષ્ઠ બનાવ્યું. એશીયામાઇનરના ગ્રીક બળવાને દબાવી હવે તેણે ગ્રીસ તરફ નજર દોડાવી. એક વિશાળ લશ્કર તૈયાર કરી એથેન્સ જીતવા મોકલ્યું. પરંતુ બન્ને વાર તેને પાછું આવવું પડ્યું. તેની બીજી ચઢાઇ વખતે મેરેથોનના રણક્ષેત્ર પર ગ્રીકોએ આપેલાં બલિદાનની વાતો હજુ ઇતિહાસના પૃષ્ઠો પર કોતરાઇ રહી છે. ત્રીજીવાર ગ્રીસ પર ચઢાઇ કરવાની તૈયારી થતી હતી, પરંતુ તે દરમિયાન ડરાયસ મરણ પામ્યો અને ઝર્સિસ [Xersces] ગાદીએ આવ્યો. ઝર્સિસે એક વિશાળ લશ્કર સાથે બોસ્ફરસની સામુદ્રધુની ઉતરી એથેન્સ પર હુમલો કર્યો અને વિશ્વ-વિખ્યાત થર્મોપિલીની લડાઇમાં ઝૂઝતા મૂઠીભર ગ્રીક સૈનિકોને મારી એથેન્સ કબજે કર્યું. થર્મોપિલીની લડાઇમાં લીઓનીડાસ અને તેના મૂઠીભર સ્પાર્ટન વીરોએ જે સાહસ અને શૌર્ય બતાવી આપ્યું છે તેની ઇતિહાસમાં તુલના થાય તેમ નથી. ઝર્સિસ પછી ઇરાની સામ્રાજ્યની પડતીના પડઘા વાગવા લાગ્યા અને પછીથી થએલા સમ્રાટોની નબળાઇ આ પડતીના ચિહ્નોને દહાડે દહાડે સ્પષ્ટ કરવા લાગી. છેલ્લો રાજા ત્રીજો ડરાયસ ઇ. સ. પૂ. ૩૮૫માં ઇરાની સામ્રાજ્યની ગાદીપર આવ્યો અને તેના રાજઅમલ દરમિયાન દિગ્વિજયી અલેક્ઝાંડરે ઇ. સ. પૂ. ૩૩૦માં ઇરાની સામ્રાજ્ય જીતી લીધું.

અલેક્ઝાંડરના મરણ બાદ તેના સેનાપતિઓ વચ્ચે થોડાં વર્ષો સુધી ખૂબ લડાઇ મચી. છેવટે ઇ. સ. ૩૧૨માં સેલ્યુકસે ઇરાનનું રાજ્ય હસ્તગત કર્યું. અને તૈગ્રીસ નદીને તીરે સેલ્યુસિઆ વસાવી ત્યાં રાજધાની સ્થાપી. સેલ્યુકસના વંશના રાજાઓના અમલમાં ઇરાનમાં ચોમેર ભારે અંધાધુંધી ફેલાઇ ગઇ. જુદે જુદે સ્થળે બંડો ઉઠવા લાગ્યાં. આ તકનો લાભ લઇ ઇરાનીઓ પણ ડગમગતી ગ્રીક સત્તાને

કાબૂ કાઢવા માટે તત્પર બન્યા આ દરમિયાન ઈરાનમાં એક નવી સત્તા અણધારી રીતે પ્રગટ થઈ બધી સત્તા બથાવી પડી આ લોકો તે ઉત્તર ઈરાનના પાર્થિયન લોકો હતા

પાર્થિયન રાજા પ્રખ્યાત મિથ્રિડેટસે ગ્રીક રાજા ડિમેટ્રિયસ બીજાને હરાવી ઈરાની સામ્રાજ્ય જીતી લીધુ પછીથી પાર્થિયન રાજા ફ્રેયાટસે ઉત્તર ઈરાનમાંથી રાજધાની ટેસિફોન આણી પાર્થિયન સત્તા લગભગ ૪૦૦ વર્ષ ચાલી હતી તેને વારંવાર રોમની સામે ઝઘડામાં ઊતરવું પડતું હતું અને છેવટે તેને દરેક ઝઘડામાં વિજય મળતો હતો આ યુગમાં ઈરાન શક્તિ અને ઐશ્વર્યમાં હરીફાઈ વિનાનું હતું છેલ્લા રાજા આર્ટબેનસે ઈ સ ૨૧૩માં રાજગાદી પર આવી રોમન શહેનશાહ સાથે બારે જંગ માંડ્યા તેણે બે વાર રોમનોને હરાવ્યા પરંતુ આ રાજાના વખતમાં ઈ સ ૨૨૭માં ઈરાનીઓએ એક જબરો બળવો ઉઠાવ્યો અને છસો વર્ષથી પોતાની હરાઈ ગયેલી સ્વતંત્રતા પાછી મેળવી લીધી સુધારા અને કેળવણીમાં પાર્થિયન લોકો ઈરાનીઓ કરતાં ઊતરતા હતા, અને તેથી તેઓ સુસંસ્કૃત ઈરાનીઓને ગમતા નહોતા ખાસ કરીને જરથોસ્તી ધર્મને બદલે પાર્થિયનો સૂર્ય, ચંદ્ર અને પૂર્વજોની મૂર્તિપૂજાનો રિવાજ ઈરાનીઓમાં ફેલાવતા હતા તેથી ઈરાનીઓ તેમના પ્રત્યે હમેશાં બળ્યા રહેતા છસો વર્ષથી ઈરાનીઓ પોતાની અતુલનીય સંસ્કૃતિ અને ભૂતકાળના ગૌરવની સ્મૃતિને જાળવી રહ્યા હતા પરાધીનતાના આ વર્ષો દરમિયાન તેઓના અંતરમાં અશક્તિના અપમાન તીવ્ર જ્વાળા સળગાવી રહ્યા હતા અને આ અપમાન નિવૃત્ત કરવાના પ્રયત્નોમાં તેઓએ કદી થાક અનુભવ્યો નહોતો ભવિષ્યની આશાની ઝાંખી જ્યોત પ્રગટાવી તેઓએ જૂની સંસ્કૃતિને જાળવી રાખી હતી અને આર્ટબેનસના રાજ્યઅમલ દરમિયાન તેમની આશા ફળી હતી અરદેશર નામના આર્મિનિયન

વંશના એક યુવકને શહેનશાહ બનાવી તેઓએ ઇરાનમાં માસાનિયન વંશની સ્થાપના કરી. સાસાન આકિમિનિયનોનો એક વારસ હતો.

સાસાનિયન અમલ એ ઇરાનના રાષ્ટ્રીય જાગરણનો ગૌરવમય યુગ હતો. ઘણા વર્ષોની પરાધીનતા વેઠયા બાદ આ યુગમાં જાતિ નવીન પ્રાણશક્તિથી સતેજ બની બહુમુખી પ્રતિભાનું સરજન કરવા મંડી પડી હતી આરોગ્ય, શક્તિ, શિલ્પ, વેપાર, કેળવણી દરેક બાબતમાં આ યુગ ઇરાનને સમૃદ્ધિની છેવટની હદે લઈ ગયો હતો. અર્દેશર આ વંશનો પહેલો રાજા હતો. તેણે ઈ. સ. ૨૨૭ થી ૨૪૦ સુધી રાજ્ય કર્યું. તેના અમલ દરમિયાન પાર્થિયનોની બધી સ્મૃતિને સાફ કરી નાખી ઇરાનની પ્રાચીન સંસ્કૃતિ અને જરથોસ્તી ધર્મને તેની જગાએ સ્થાન આપવામાં આવ્યું હતુ જરથોસ્તી ધર્મના વ્યાખ્યાતા લગભગ ચાળીસ હજાર માગી [ Magi ] પુરોહિતો પર્સિપોલિસમાં એકત્ર થઈ આ નવીન અભ્યુત્થાનને પ્રેરણા પાવા લાગ્યા. તેઓમાંથી ચૂંટી કાઢેલા ૭ માગીઓની એક પ્રતિનિધિ સભા રચવામાં આવી અને આ પ્રતિનિધિ સભાએ પોતાના નેતા તરીકે એક શુદ્ધ આચારવાળા યુવાન માગીને પસંદ કર્યો એનું નામ હતુ આર્દા વિરાફ [ Arda Viraf ] આ આર્દા વિરાફે જ અરદેશરની આજ્ઞાથી જરથોસ્તી ધર્મની છૂટીછવાઈ વાણી એકત્ર કરી પ્રખ્યાત ઝંદાવસ્તાનો ગ્રંથ પ્રયોજ્યો. પાર્થિયનોની માફક સાસાનીયન બાદશાહોએ પણ ટેસિફોનમાં રાજધાની રાખી હતી. અને ત્યાંથી વારવાર રોમન શહેનશાહોને હરાવી ગૌરવ પ્રાપ્ત કર્યું હતુ તેમાંના ૧ લા શાપુરે રોમન શહેનશાહ વેલેરિઅનને લશ્કર સાથે શરણ થવાની ફરજ પાડી હતી અને ૨ જા શાપુરે રોમન શહેનશાહ જુલિયનને હરાવી અપાર ખ્યાતિ મેળવી હતી. પરંતુ લગભગ ૪૦૦ વર્ષના ગૌરવને અંતે કુદરતના નિયમ મુજબ તેની સંસ્કૃતિને લાંબા ગાળાને માટે અંધકારમાં વિલુપ્ત થઈ જ

પડ્યુ. છેલ્લા સામાનિયન શહેનશાહ ત્રીજા યઝદેઝર્દના સમયમા નવી ઉદય પામેલી મુસલમાન શક્તિ ઈરાનની પશ્ચિમ સરહદ પર આવી હતી.

કેદેસિયાના રણક્ષેત્ર પર ઈરાની સૈન્ય અરબ સેનાપતિ સેયદ ઇબ્ન આકાસની કુનેહથી પરાજય પામ્યુ અને ત્યારબાદ ઈ. સ. ૬૩૭ મા આકાસ લગભગ ૬૦ હજારનું સૈન્ય લઈ ફરી ચડી આવ્યો. આ વખતે યઝદેઝર્દને પોતાની રાજધાની છોડી ઉત્તર ઈરાનમા જઈ રહેવું પડ્યુ. ઇ. સ. ૬૪૧ મા વળી મિડિયામા આવેલા મેહાવદ આગળ ઈરાની સેનાપતિ ફિરુઝાનને અરબ સૈન્યે હરાવ્યો એટલે યઝદેઝર્દને પૂર્વ તરફ નાસી જવુ પડ્યુ. આવી રીતે લગભગ દશ વર્ષ નાસભાગમા ગાળ્યા. પહાડેપહાડ મુસલમાનો સાથે અવિરામ યુદ્ધ કરવુ પડ્યુ પરતુ છેવટે તેના જ એક નોકરે ઈરાનના એ છેલ્લા સ્વતત્ર બાદશાહને ઈ. સ. ૬૫૧ મા મારી નાખ્યો. છેલ્લી ક્ષણ સુધી આ ઈરાની સહવૈયાઓએ દેશની સ્વતત્રતા માટે લડાઇ કરી હતી, પરંતુ નસીબના દુર્લધ્ય વિધાનને યોગે ઇરાનના ગૌરવરવિને હમેશને માટે અસ્તાચળમા ડૂબી જવુ પડ્યુ. ઇરાન ઈસ્લામના ચરણમા પડ્યુ.

તે જમાનામા ઇસ્લામનો જય નિનાદ નવાઈ ઉપજાવે તેવી શક્તિ દાખવી જગતને ખૂણેખૂણે ગાજતો ફરતો હતો. આ નવા ઉગેલા સૂર્યની જ્યોતિ આગળ કોઇ પણ જાતની હરકત ટકી શકતી નહિ. તેના પ્રખર તેજથી પ્રાચીન જાતિઓ ઝખવાઈ જતી હતી. "અલ્લા હો અકબર"ના નિનાદથી દિશાઓને ગજાવતા ઈસ્લામની જયપતાકા લઇ સાહસિક રણવાસીઓ જે દિવસે હારબધ બહાર પડી જુદા જુદા દેશોમા સદ્ધર્મ પ્રસારવા તૈયાર થયા ત્યારે તેઓના હોકારાથી જગતના ધાર્મિક વિશ્વાસોના મૂળ થરથર કપવા લાગ્યા. સર્વ જાતિએ આ નવીન શક્તિના આ દૃઢ વિકાસને માથુ નમાવી અભિનદન આપવા

લાગી. ઇરાને પણ પોતાના તનતોડ પ્રયત્નોને વ્યર્થ થતા નીહાળી મહામોઘા સ્વાધીનતા રત્નને વિસર્જન કરી આ નવીન શક્તિના ચરણમા માથુ ઝુકાવ્યુ. જરથોસ્તી ધર્મ ઇરાનના પટ પરથી મદતર નષ્ટ થયો અને તેને બદલે જીતાએલી જાતિએ શરમથી માથુ નીચુ કરી વિજયીનો ધર્મ, શાસ્ત્ર અને સમાજવિધિ શિર પર ચડાવ્યા. હજાર વર્ષની જૂની સસ્કૃતિ પાણીના પૂર આગળ ટકી ન શકી. તેને બદલે મુસલમાની ધર્મે ઇરાનની છાતી પર હમેશને માટે સિહાસન માડ્યા.

ત્યારબાદ લગભગ ૮૦ વરસ સુધી ઇરાન અરબ ખલિફાઓના તાબામા હતુ. શરૂઆતમા તો ઇરાન વિશાળ મુસલમાન સામ્રાજ્યનો એક નાનો વિભાગ ગણાતુ હતુ અને સ્થાનિક અમલદાર મદિનાના ખલિફાના નામથી તેના પર હકુમત ચલાવતો હતો. અરબો સહેલાઇથી ઇરાનના જૂના ધર્મને નષ્ટ કરી શકયા નહોતા. ઘણા દિવસને પ્રયત્ને જરથોસ્તી ધર્મ રફતે રફતે ત્યાથી વિલીન થઈ ચૂકયો હતો.[1] જુલમ જ્યારે અસહ્ય થઈ પડયો ત્યારે જરથોસ્તીઓમાના જે લોકોએ મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો નહોતો તેમાના કેટલાક હિન્દમા આવી વસ્યા અને થોડો ભાગ ત્યા જ બધા જુલમો મુગે મોઢે વેઠી રહ્યો આ જરથોસ્તીના વશજો અત્યારે પારસીના નામથી ઓળખાય છે. આઠમી સદીના મધ્ય ભાગમા ખલિફાની રાજધાની દમિશ્કનથી બગદાદમા લઈ જવામા આવી. ખલિફાનો રાજ્યઅમલ છેવટે શિથિલ બનવા લાગ્યો અને ઇરાનના પટ ઉપર નવી નવી સત્તાઓ પેદા થવા લાગી. અગિયારમી સદીની શરૂઆતમા ગજનીના સુલતાન મહમૂદની સત્તા ઇરાનમા પ્રબળ થઈ પડી, પરતુ અગીઆરમી સદીના મધ્ય ભાગમા પૂર્વમાથી આવેલી

[1] Caliphs whose principle aim it was to destroy the old nationality by the suppression of its religion.

સેલ્જુક તુર્ક નામની એક માહસિક મુસલમાન જાતિએ ઈરાન, આર્મિનિયા, જોર્જિયા અને એશિયામાઈનોર કબજે કર્યાં

ઈરાનમાં આ વંશની સ્થાપના તોઘ્રલ બેગે કરી ત્યારબાદ આલ્પઆર્સ્લાન અને મલિક શાહ આ વંશના શક્તિમાન રાજાઓ થઈ ગયા એ રાજાઓ એટલા બળવાન હતા કે બગદાદના ખલિફાઓએ પણ તેઓનુ ઉપરીપણુ સ્વીકાર્યું હતું ત્યાર બાદ સેલ્જુક વંશ ધીમે ધીમે નબળો પડવા લાગ્યો છતા બારમી સદીના મધ્ય ભાગ સુધી એની સત્તા જેમ તેમ કરીને ટકી રહી. સાહિત્ય, ધર્મ અને વિદ્યા ની દૃષ્ટિથી જોતા આ સેલ્જુક ગઝનવી યુગે ઈરાનમા એક અતિ આશ્ચર્યકારક માનસિક વિકાસ સર્જાયો છે આ પરાધીનતાના યુગમા પણ ઈરાનની સંસ્કૃતિ પોતાની ખાસ વિશેષતાઓ સાથે પ્રકાશ પામવા લાગી ઈરાનીઓના લાગણીવશ ચિત્તના સમ્પર્કમા આવ્યા બાદ ઈસ્લામી સંસ્કૃતિ પણ રૂપાંતર પામી એક અભિનવ રૂપમા વિકાસ પામવા લાગી ઈરાનનુ આ વિચિત્ર જાગરણ વિદ્યોત્સાહી ગઝનવી અને સેલ્જુક વંશના રાજાઓ પાસેથી પુષ્કળ પ્રેરણા પામ્યુ હતુ ઈ સ ની દશ અગિયાર ને બારમી સદી ઈરાનના જાતિય સાહિત્યનો ગૌરવ યુગ છે સુફીઓનો પ્રેમરસથી ઉજ્જવલ પરમ લાલિત્યમય મધુર ધર્મ આ યુગનું ખાસ દાન ગણાય. ફિરદૌસી, ફિરદોસ્ત, જલાલુદ્દીન રૂમી, ગઝ્ઝાલી, જામી વગેરેની અમર સૃષ્ટિ, હાફિજની પ્રેમરસથી તરબોળ બનેલી ગઝલો, ઉમ્મરખય્યામની રુબાઈયાત નાસિર ખુસરૂની કવિતા ઇત્યાદિ આ યુગના જ અમૃતમય દાન છે અને માનવજાતિની સનાતન સંપત્તિ છે ઈરાનીઓના મનની ઉકળતી લાગણીઓ તેની વિકાસ પામેલી ઉન્નત સંસ્કૃતિ, તેની સુંદર રીતભાત વિજયી ઇસ્લામી સંસ્કૃતિ અને રીતભાત ઉપર અતિ સહેલાઈથી પ્રભાવ ફેલાવી શકી હતી અને આ પ્રકારે હિન્દથી માંડીને યુરોપ

સુધીના બધા દેશોમાં મુસલમાન સંસ્કૃતિ દ્વારા પોતાની છાપ પાડી હતી.

સેલજુક અમલ પછી બારમી સદીના અંતભાગમાં રહસ્યમય પૂર્વપ્રદેશમાંથી પાણીના પ્રવાહની પેઠે એક સાહસિક જાતિએ આવી ઇરાનને ઘેરી લીધું. વિખ્યાત ચંગીસખાનની આગેવાની નીચે આ મોગોલ જાતિ એક પછી એક દેશદેશાંતરને વિષે સ્મશાનલીલાના અભિનય શરુ કરવા લાગી. એમના જુલમોથી બગદાદની દુર્દશાનો પાર રહ્યો નહિ, અને બગદાદના ખલિફાઓની પ્રખ્યાત લાઇબ્રેરીનો નાશ કરવામાં આવ્યો. ત્યાર બાદ ચોમેર સ્વાર્થી ટોળીઓના નાના પ્રકારના કલહથી અંધાધૂંધી મચી રહી. ત્યાર બાદ ઇ. સ. ૧૩૮૭માં તૈમુર લંગડાએ વાવાઝોડાની માફક આવી ઇરાન કબજે કર્યું. મોંગોલિયનોના લાંબા કાળ સુધીના જુલમોને લીધે ઇરાનનો આત્મા મરવાની અણી પર આવી રહ્યો. આમ સોએક વર્ષના ઝઝાવાત પછી ભાગ્યદેવતા વળી દયાળુ બની ઈરાનના શરીરમાં પ્રાણ ફૂંકવા લાગી. શિયાધર્મી સેફી વંશના અમલની શરુઆત થતાં જ વળી મૃતપ્રાય ઈરાન જાગી ઉઠયું.

આર્દેબિલના વિખ્યાત શિયા પુરોહિત શેખ સૈફુદ્દીનના વંશધર ઇસ્માઇલે ઇરાનમાં સેફી વંશની સ્થાપના કરી. ૧૮ વર્ષની ઉંમરે ઇ. સ. ૧૪૯૮માં તેણે બાકુ કબજે કર્યું અને બે વર્ષમાં તો આખું ઇરાન તેના કબજામાં આવવાથી ઇસ્માઇલ શાહનું નામ ધારણ કરી તે ઇરાનની રાજગાદી પર આવ્યો. સેફી વંશનો જ્યો બાદશાહ વિખ્યાત શાહ અબ્બાસ ઇ. સ. ૧૫૮૬માં ગાદીએ આવ્યો. તેના ૪૨ વર્ષના લાંબા રાજઅમલ દરમિયાન ઈરાન સૌભાગ્ય અને ઐશ્વર્યને ઉચ્ચતમ શિખરે પહોંચ્યું. ઈરાનના સર્વશ્રેષ્ઠ બાદશાહ તરીકે આજે પણ તેની ગણતરી થાય છે. તેના વખતની અસંખ્ય નિશાનીઓ આજે પણ ઈરાનમાં સર્વત્ર તેના

ગૌરવમય રાજ્યઅમલની સાબીતી પુરી પાડે છે. તેની રાજધાની ઇસ્પહાન તે વખતની દુનિયામા સર્વજનપરિચિત બની ઇરાનની ખ્યાતિ વધારતું હતુ યુરોપના જુદા જુદા રાજ્યોમાથી એલચીઓ આવી આ પ્રખ્યાત સોરી બાદશાહને માન આપતા હતા જગતની એક પ્રતાપશાળી જાતિ તરીકે ઇરાન તે વખતે પોતાનો અમીમ પ્રભાવ વિસ્તારી શક્યુ હતુ. શાહ અબ્બાસના મરણ પછી પણ સોરીવશ સો ક્ષ્તા વધારે વર્ષ ચાલ્યો હતો પરતુ શાહ અબ્બાસ જેવો વ્યક્તિસપન્ન અને પ્રતિભાશાળી સમ્રાટ બીજો એ વશમા જન્મ્યો નહોતો અઢારમી સદીની શરૂઆતમા જ સોરીવશની સતાની પડતીના વાજા વગડવા લાગ્યા. પશ્ચિમમા તુર્કી અને ઉત્તરમા રશિયા બળવાન બનતા જતા હતા. પૂર્વમા કદહાર હાથમાથી ગયુ અને દક્ષિણમા ઇરાની અખાતમા અરબ સરદારો ઉત્પાત મચાવવા માડ્યા હતા આખો દેશ તેજહીન બની ગયો હતો ઇરાનની રાજશક્તિ પણ દિનપ્રતિદિન તેજહીન બનતી જતી હતી.

એ દરમિયાન હુસેનશાહના રાજ્યઅમલ વખતે ઇ સ ૧૭૨૨મા પૂર્વ તરફથી મહમ્મદ નામનો એક ડુગરી અફઘાન સરદાર ૫૦ હજારના લશ્કર સાથે ઇરાન પર ચઢી આવ્યો. ઇસ્પહાનના ૭ લાખ માણસો આ અરધો લાખ અફઘાનો સામે માથુ નમાવી ઉભા અફઘાનોના અમાનુષિક અત્યાચારોને પરિણામે ઇરાનનુ ગૌરવ મૂઠીભર રાખમા પરીણમ્યુ પરતુ વીસ વર્ષમા વળી ઇરાનની પ્રાણશક્તિએ જોર માર્યું અને એ મૂઠીભર રાખમાથી પોતાના ગૌરવનુ પુનરુત્થાન કર્યું ઇરાનનુ આ પુનરુત્થાન જગતના ઇતિહાસમા એક અચીંતનીય નવાઇ જેવો બનાવ કહેવાય છે

અફઘાનો જ્યારે ઇસ્પહાન જીતી રાજ્યને થાળે પાડવાના પ્રયત્નો કરતા હતા ત્યારે ઉત્તર ઇરાનના પર્વતોમા નાદિર કુલી નામનો એક જુવાન બહારો પોતાના સાહસિક સોબતીઓ સાથે એક

મહાન સ્વપ્ન નીહાળતો સાહસને માર્ગે પળતો હતો. ફક્ત આઠ વર્ષમાં તેનું સ્વપ્ન સફળ થયું. અગણિત ઈરાનીઓને એકત્ર કરી તેણે અફઘાનોને હરાવ્યા, અને ઈ. સ. ૧૭૩૦ માં ગર્વભેર તેણે ઇસ્પિહાન છતી નવા સામ્રાજ્યનો પાયો નાખ્યો. ત્યારબાદ જોતજોતામાં તેની અમાપ શક્તિ આગળ તુર્કીએ માથું નમાવ્યું, કોકેસસ તાબે થયું અને રશિયા ઉત્તર ઇરાન છોડી પીઠ બતાવી નાઠું. કૃતજ્ઞ ઇરાનીઓ પોતાના મુક્તિદાતા યુવાનને અભિનંદવા લાગ્યા. ત્યારબાદ ત્રણ વર્ષમાં અફઘાનિસ્તાન છતી નાદિરશાહે હિંદના મોગલ શહેનશાહને હરાવ્યો અને હિંદની અગાધ દોલત લૂટી પાછો ઇરાન આવ્યો. ત્યારબાદ ટૂંક મુદતમાં સીમાહીન વિજયે તેને ઉછૃંખલ અને લોહીનો તરસ્યો બનાવી મૂક્યો. એક દિવસ જે શક્તિમાન વીર સમસ્ત ઈરાનના મુક્તિદાતા તરીકે શ્રદ્ધા પ્રાપ્ત કરતો હતો, તેજ તેના છેલ્લા દિવસોમાં જાતિનો તિરસ્કાર પાત્ર બની ગયો. ઈ. સ. ૧૭૪૭માં નાદિરશાહનું ખૂન થયું, અને તેનું વિશાળ સામ્રાજ્ય તૂટી પડયુ.

નાદિરશાહના મરણ બાદ વળી ઈરાન અરાજકતાના પંજામાં સપડાયું. લગભગ ૫૦ વર્ષના ઉલટાસુલટા પલટા બાદ વળી તેનું ભવિષ્ય અનિશ્ચિત બની ગયુ. પરંતુ ઈ. સ. ૧૭૯૮ માં આગા મહમંદ નામના એક કાજરવંશના ખોજાએ વળી ઈરાનમા વ્યવસ્થા સ્થાપી. જ્યોર્જિયા રશિયાની કુમકથી બળવાખોર બન્યુ હતું, તેને તાબે કરી તિફ્લિશ અને એરિવાન કબજે કરવામાં આવ્યા. રશિયાએ આનો બદલો લેવા માટે ૪૦ હજારનું સૈન્ય મોકલ્યુ, પરંતુ રાણી કેથેરાઇનનું મરણ થતાં એ લશ્કર પાછું ફર્યું. ઈરાનના જુદા જુદા ભાગો છતી આગા મહમ્મદે એક સંબધ્ધ શક્તિ પેદા કરી. પરંતુ ૩ વર્ષ બાદ આગા મહમ્મદ છૂપા મારાને હાથે મરણ પામ્યો, અને તેની પછી ફતેહઅલીશાહ ગાદીએ આવ્યો.

## પ્રકરણ ૩ જું
### ઓગણીસમી સદીનું ઇરાન

અઢારમી સદીના છેવટના ભાગમા ઈરાન યુરોપીઅનોના રાજદ્વારી લાગવગનુ સ્થાન થઈ પડ્યુ અને તે સાથે તેની ભૌગોલિક સ્થિતિના કારણે ખરીતે તેની મહત્તા પણ વધી પડી જુદા જુદા ઉલટાસુલટા સ્વાર્થના આરાને લીધે ઈરાનમા જે વમળો પેદા થયા તેની શરૂઆત ફતેહઅલી શાહના રાજ અમલથી શરૂ થઈ દીર્ઘદૃષ્ટિવાળા નેપોલિયનની સામ્રાજ્ય ઘડવાની પ્રતિભાએ જ ઈરાનને યુરોપની રાજદ્વારી ચર્ચામા સ્થાન આપ્યુ.[1]

બ્રિટિશ સામ્રાજ્યના મુખ્ય કેન્દ્ર હિન્દ પર હુમલો કરવાનો અને એ હેતુ પાર પાડવા અફઘાન અમીરને નાદિરશાહની માફક હિન્દ પર હુમલો લઈ જવાની ઉશ્કેરણી કરવી એ નેપોલિયનની મુખ્ય રાજનીતિ હતી એ ઉપરાત અયોધ્યાના વાજિદઅલી અને હિન્દના બીજા હિન્દુ

---

1 It was owing to the fantastic strain in Napolean Bonaparte s character that Persia was brought within the orbit of European politics Among his far-reaching plans was one for using the Shah as an instrument in his scheme of world politics more speciall, in connection with the invasion of India "

રાજાઓ અમીર સાથે અંગ્રેજો વિરુદ્ધ તરફટ ચલાવતા હતા. આથી હિન્દના ગવર્નર જનરલ લોર્ડ વેલેસ્લીને ભારે ચટપટી થઈ હતી અને તે અમીરને બીજી કોઈ બાજુએ રોકી રાખવા પ્રયત્નશીલ બન્યો હતો. ઇ. સ. ૧૭૯૯માં બુશાયરના અંગ્રેજ રેસિડેન્ટ મહેદીખાન મારફત ફતેહઅલીને અમીર વિરુદ્ધ ખૂબ ઉશ્કેર્યો. કારણકે શાહ પણ અફ્ગાનિસ્તાન જીતવાનો ઈરાદો રાખતો હતો. પરંતુ આ ઉશ્કેરણીનું કંઈ શુભ પરિણામ આવ્યું નહિ. એવું સાંભળવામાં આવ્યું કે રશિયાના શહેનશાહ પોલ અને નેપોલિયનની એકત્ર સેના કાસ્પિયનથી ઇરાન અને અફ્ઘાનિસ્તાનમાં થઈ હિન્દ પર ચઢી આવવા તૈયાર થઈ રહી છે. અને આ ચઢાઈમાં ઈરાન અને અફ્ઘાનિસ્તાનને જોડાવાનાં આમંત્રણ અપાઈ ચૂક્યાં છે.

આવી ગડમથલથી ગભરાઈ લોર્ડ વેલેસ્લીએ ઈ. સ. ૧૮૦૦માં કેપ્ટન માલ્કમને ઈરાન મોકલ્યો. તે બુશાયર થઈ તહેરાન ગયો અને ત્યાં શાહની સાથે પાકી સંધિ કરવાના કામમાં રોકાયો. છેવટે અંગ્રેજો અને શાહ વચ્ચે સંધિ થઈ કે અંગ્રેજો સાથે મિત્રના બાધ્યા સિવાય શાહે અફ્ઘાનિસ્તાન સાથે દોસ્તી ન કરવી. ફ્રેંચ લાગવગ ચાલવા દેવી નહિ અને ઇરાનમાં બ્રિટિશ વેપાર માટે સગવડ કરી આપવી.

આ દરમિયાન રશિયાએ વળી જ્યોર્જિયા કબજે કર્યું. આથી ઈ. સ. ૧૮૦૪માં રશિયા અને ઈરાન સાથે લડાઈ ચાલી. આ લડાઈમાં ઈરાને ઈંગ્લાંડની મદદ માગી, પરંતુ બ્રિટને તે તરફ લક્ષ આપ્યું નહિ. આથી માનભંગ થઈ ઈરાને ટિલસિટમાં નેપોલિયન પાસે મીર્ઝા રાજાને દૂત તરીકે મોકલ્યો. ઈ. સ. ૧૮૦૭ની ફ્રેંચો સાથેની સંધિમાં [Treaty of Finkenstein] નક્કી થયું કે રશિયા વિરુદ્ધ ફ્રેંચ અને ઈરાન સરકારે એકત્ર મળી કામ કરવું અને ઈરાને ફ્રેંચોને હિન્દ પરના હલ્લામાં મદદ કરવી. આ પ્રમાણે માલ્કમે બાંધેલી મિત્રતા

સાત વર્ષમાંતો, ઘટના પ્રવાહમાં ઘસડાઈ ગઈ. થોડા માસ બાદ ગાર્ડેન નામનો એક ફ્રેંચ સેનાપતિ ૭૦ લશ્કરી અમલદારો સાથે ઈરાન આવી પહોંચ્યો અને ઈરાની લશ્કરને યુરોપિયન ઢબ મુજબ કેળવવાના પ્રયત્નો થવા માંડ્યા.

આ દરમિયાન ફ્રેંચ અને રશિયનો વચ્ચે ટિલસિટની સંધિ થઈ. શાહે ધાર્યું હતું કે આ સંધિમાં નેપોલિયન રશિયાને જ્યોર્જિયા પાછું અપાવશે. પરંતુ સંધિના કરારનામામાં આ સંબંધી કંઇ જ લખાણ નહોતું. આથી શાહને બહુ અપમાન લાગ્યું અને જોતજોતામાં પવન ફર્યો. આ દરમિયાન વળી અંગ્રેજો ઇરાનની મિત્રતા પ્રાપ્ત કરવાની તક ખોળવા લાગ્યા. ઈ. સ. ૧૮૦૮ થી ૧૮૧૪ સુધીમાં અનેક વાટાઘાટ ચાલ્યા પછી છેવટે એક પાકી સંધિ કરવામાં આવી. આ સંધિ મુજબ ઇરાને યુરોપિયન રાજ્યો સાથે કરેલી સર્વ સંધિઓ રદ કરવામાં આવી અને અંગ્રેજો સિવાય બીજી કોઇ પણ યુરોપિયન જાતોને ઇરાનમાં પ્રવેશવા ન દેવી એવું નક્કી કરવામાં આવ્યું. વળી લડાઇ વખતે એકબીજાને મદદ કરવી એવી પણ કલમ દાખલ કરવામાં આવી. આના બદલામાં અંગ્રેજો ઇરાનને ૨ લાખ ટોમાન [૧॥ લાખ રૂપીઆ] દર વરસે આપશે એવું લખત થયું.

અત્યાર સુધી ઇરાન સંબંધીની બધી વ્યવસ્થા હિંદની સરકાર કરતી હતી; પરંતુ હવેથી તહેરાનમાં બ્રિટિશ એલચી ખાતું સ્થાપવામાં આવ્યું અને ઇરાનને હિન્દી સરકાર સાથે નહિ પણ ઈંગ્લાંડની સરકાર સાથે સીધા સંદેશા ચલાવવાનો હક્ક મળ્યો.

આ લડાઇનો અત ટેઠ ઇ. સ. ૧૮૧૩ની ગુલિસ્તાનની સધિ વખતે આવ્યો, પરતુ તે થોડા સમય માટે. ઇ. સ. ૧૮૨૫મા વળી રશિયાએ ગોકચા કબજે કર્યુ. આથી ઇરાન રશિયા સાથે લડાઇમા ઉતર્યુ. આ વખતે ઇરાની લશ્કરની શરૂઆતમા તો જીત થઇ પણ શાહની લોભી વૃત્તિને લીધે છેવટે ઇરાન શોચનીય રીતે હાર્યુ, અને ઇ. સ. ૧૮૨૮ની તુર્કેમિન ચાઇની સધિમા તેને નામોશીભરી શરતો સ્વીકારી લેવી પડી. આ સધિ મુજબ ઇરાન પાસેથી રશિયાએ એરિવાન, નાકચિવાન, વગેરે ઘણા પ્રદેશો અને નુકસાનીના બદલામા ૩૦ લાખ પાઉન્ડ વસુલ કર્યા. આ સિવાય ઇરાનને પોતાના રાજ્યમા રશિયાને કેટલાક ખાસ હક્કો આપવા પડ્યા. આ બધી શરતોને લીધે ઇરાનની આબરૂ એટલી તો હલકી પડી કે એક સદી સુધી તે પોતાનુ માથુ ઊંચુ કરી શક્યુ નહિ.

તુર્કેમિન ચાઇની સધિથી ઇરાનના રાજદ્વારી પ્રકરણની આબોહવા તદ્દન પલટાઇ ગઇ ત્યાર પછી જે યુગ શરૂ થયો તેમા રશિયન લાગવગ દિનપ્રતિદિન વધતીજ ચાલી. આતરિક ને બાહ્ય રાજમનળોમા હવે ઇરાનમા રશિયા સર્વોપરિ સત્તા ભોગવવા લાગ્યુ. શક્તિશાળી અંગ્રેજ અને ફ્રેચ જેનો અનુગ્રહ પ્રાપ્ત કરવા હમેશા હરિફાઇ કરતા આવ્યા હતા, તે સ્વતત્ર ઇરાન એક સદીને માટે કોણ જાણે ક્યા વિલુપ્ત થઇ ગયુ. ઇરાનની રગભૂમિ પરથી ફ્રેંચ સત્તા તો સદાને માટે વિલુપ્ત થઇ ગઇ. તેને બદલે રશિયા અને અગ્રેજોની કાતિલ હરિફાઇ પ્રબળ થઇ પડી અને નાના પ્રકારની મુશ્કેલીઓ ઉભી કરવા લાગી.

હવેથી રશિયાની રાજનીતિ એ થઇ પડી કે ઇરાનનુ લક્ષ ઉત્તર તરફથી ખસેડી પૂર્વ તરફ દોરવુ કે જેથી હિદી સરકાર વિરુદ્ધ ઇરાનનો ઉપયોગ કરી શકાય આ તરફ અગ્રેજો પણ શકાશીલ બની ઇરાનને રશિયાની સરહદ તરફ ભીટ માડતુ બનાવવાના સખત પ્રયાસો

ફરવા લાગ્યા હવે અગ્રેજોને સ્પષ્ટ સમજાયુ હતુ કે ફ્રેંચો કરતા રશિયાજ એશિયામા તેમનો પ્રબળ હરીફ બની રહેલ છે હિંદમાની બ્રિટિશ સત્તાને ફ્રેંચો કરતા રશિયાજ વિશેષ પડકારી શકે તેમ છે અને તેથીજ મધ્ય એશિયામા રશિયન સત્તા જેમ જેમ આગેકદમ કરતી ગઈ તેમ તેમ અગ્રેજોનો રશિયા પ્રત્યેનો દ્વેષ પણ વધતોજ ગયો.[1]

રશિયા આગળ કંઈ ન ચાલવાથી ઈરાને પૂર્વ બાજુએ પોતાનું જોર અજમાવવાનો વિચાર કર્યો અને રશિયાએ પણ એ તરફ ઈરાનનુ લક્ષ લાગી રહે તેની સતત પેરવી માડી આને પરિણામે ઈરાને હવે પછીના પચીસ વર્ષ અફઘાનિસ્તાન કબજે કરવાના સતત પ્રયત્નો કરવામા ગાળ્યા। અફઘાનિસ્તાન તરફ ઈરાનની આવી દૃષ્ટિ જોઈ અગ્રેજોને ઘણુ ચટપટી થવા લાગી કારણ કે ઈરાન જો અફઘાનિસ્તાન જીતે તો રશિયન લાગવગ ઠેઠ હિંદના ઝાપા સુધી આવી પહોંચે અને એને લીધે હિન્દની વાયવ્ય સરહદ પર એક એવુ વાવાઝોડુ મચે કે તેમા અગ્રેજોની આબરૂના કાકરા થાય એ સભવિત હતુ આથી જ અફઘાનિસ્તાનમા ઈરાન પોતાનો પગદંડો જમાવી ન શકે તથા રશિયન લાગવગથી એ દેશ સર્વથા અલગ રહે તે માટે હિંદી સરકાર ભારે પ્રયત્નો કરવા લાગી

1 " From th s time began the faling among British States man in India and England that Russia had now taken the place of France as a menace to India—a feeling which with gradual advance of the Russians in Central Asia became stronger and stronger, until it led to an acute and Ceaseless Conflict of policies between the two powers "

ઈ સ. ૧૮૩૩મા ઇરાને અફઘાનિસ્તાનની સરહદ પર આવેલા હેરાત-નગર પર હલ્લો કરી ઘેરો ઘાલ્યો. પરતુ બીજે વરસે ફત્તેહઅલીશાહ મરણ પામ્યો અને આ લડાઇ થોડા રોજ માટે મુલતવી રહી.

ફત્તેહઅલીના મરણ બાદ મહમ્મદ શાહે તબ્રિજથી લશ્કર લઈ આવી તહેરાન છત્યુ અને ચોમેરની અરાજકતા દાબી દઈ રાજગાદી પર પોતાનો દાવો સાબીત કર્યો. ઈ. સ. ૧૮૩૭મા મહમ્મદશાહે પાછો હેરાતનો ઘેરો શરૂ કર્યો. અગ્રેજો હેરાતના સુબા યારમહમ્મદખાનને છૂપી રીતે મદદ કરવા લાગ્યા. પોટિન્જર નામનો એક અગ્રેજ યુવક ગોલદાજ છૂપે વેશે હેરાત ગયો અને ત્યા તેણે હેરાતવાસીઓને પુષ્કળ મદદ કરી. ઇ. સ. ૧૮૩૮મા અગ્રેજ એલચી મેકનીલે આવી મહમ્મદશાહને આ ઘેરો ઉઠાવી લેવાની વિનતિ કરી, પરતુ અગ્રેજ એલચીની વિનતિ ન ગણકારતા રશિયન એલચીની સલાહ મુજબ મહમ્મદશાહે હેરાત પરનો ઘેરો ચાલુ રાખ્યો એટલે મેકનીલને નિરાશ થઇ ચાલ્યુ આવવુ પડ્યુ. પરતુ હેરાતનો મજબૂત કિલ્લો ઇરાનથી ન છતાયો. મહમ્મદશાહને ફિકે વદને પાછુ ફરવુ પડ્યુ ઇ. સ ૧૮૪૮ મા તે મરણ પામ્યો. તેના મૃત્યુકાળ વખતે ઇરાનમા એવી તો અધાધુધી પેદા થઇ કે એ અરાજકતા અટકાવવા માટે તેની પછીના રાજકર્તાને સખત મહેનત કરવી પડી. તો પણ એને ન્યાય આપવા ખાતર આપણે કહેવુ જ જોઇએ કે આ બધામા મહમ્મદશાહ કરતા તેનો મૂર્ખ અને દભી વડો પ્રધાન વધારે જવાબદાર હતો. [૧]

[૧] "He brought the exchequer to the urge of bankruptcy and the country to the brink of revolution. The pay of the army was generally from three to five years in arrears The cavalry of the triber was almost annihilated "

મહમ્મદશાહના મૃત્યુ બાદ તેનો પુત્ર નાસિરૂદ્દીન ૧૬ વર્ષની ઉમરે સિંહાસન પર આવ્યો એના હક્ક સામે કોઈ પણ જાતની ગરબડ મચી નહોતી, પરંતુ બીજા દરજ્જે વારસો મળ્યો હોવા છતા તેને અનેક મુશ્કેલીઓ વટાવવી પડી તેના રાજઅમલના પહેલા ભાગમા બાબી મઝહબે[1] ઉઠાવેલા બળવાએ આખા ઈરાનમા અશાંત વાતાવરણ ફેલાવ્યુ

ઈ સ ૧૮૫૦મા બાબીઓએ યઝદ શહેર જીતી લેવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેઓને તેમા સફળતા મળી નહિ. ત્યાર બાદ વડા પ્રધાન મીરઝા તકીખાનનુ ખૂન કરવાના કાવતરા સબબ ઘણા બાબીઓ પકડાયા અને તેઓને દેહાંતદંડની સજા કરવામા આવી એજ વર્ષ દરમિયાન જનજાન શહેરના વડા મુલ્લાએ બાબી ધર્મ સ્વીકારી શહેર કબજે કર્યું અને કેદ પકડાએલા ઈરાનના સૈન્યનો નિષ્ઠુરતાથી વધ કર્યો આનુ વેર વાળવા માટે બાબીઓના નાનામોટા સર્વે સ્ત્રીપુરુષોને કેદ કરી મારી નાખવામા આવ્યા ઈ સ ૧૮૫૨મા એક દિવસ

૧ બાબી ધર્મના સ્થાપનાર સૈયદઅલીમહમ્મદ ઈ સ ૧૮૨૦મા શિરાઝમા જન્મ્યો હતો. પોતે ગરીબ દુકાનદારનો પુત્ર હોવા છતા કરબલાના મોટા પંડિતો પાસે ધર્મગ્રંથ જાણી પ્રખ્યાત થયો હતો અને ધર્મજીવનની કઠોરતા ખાતર બીજા બધાનો વિશ્વાસુ બન્યો હતો ૨૪ વર્ષની ઉમરે પોતે પોતાને 'બાબ (જ્ઞાનનો દરવાજો) તરીકે ઓળખાવવા લાગ્યો અને મક્કા હજ કરી આવ્યા બાદ તેના અનેક શિષ્યો થયા શિરાઝમા પ્રવેશ કર્યા બાદ તેણે જાહેર કર્યું કે મહમ્મદનો જમાનો પૂરો થયો છે અને હવે હુ પોતે નવયુગ પ્રવર્તક છુ આવા જાહેરનામાથી તેને પાગલ ગણવામા આવ્યો અને કેદ પકડવામા આવ્યો છેવટે તબ્રિઝમા તેને સરકારના હુકમથી ગોળીએ વીંધી નાખવામા આવ્યો. તેના ધાર્મિક વિચારો ન સમજાય તેવા અને રહસ્યમય છે અલીમહમ્મદના મૃત્યુ પછી મીરઝા યહ્યા નામનો એક યુવક બાબીઓનો નેતા બન્યો

નાસિરૂદ્દીન તહેરાનની એક ગલ્લીમાં ઘોડેસ્વાર થઈ જતો હતો. એ વખતે ચાર બળવાખોર બાબીઓએ શાહનું ખૂન કરવા માટે ગોળીબાર કર્યો. એમાંનો એક બાબી તો તેજ જગાએ મરણ પામ્યો. બીજો જીવન બચાવવા માટે એક કુવામાં કૂદી પડ્યો અને બાકીના બે કેદ પકડાયા. તપાસ કરતાં મોટું કાવતરું પકડાયું અને તેના પરિણામે બાબીઓના નષ્ઠુર રીતે હત્યા કરવામાં આવી. ૧૦ બાબીઓને અરધા બાળવામાં આવ્યા અને પછી તેના અંગેઅંગોને કુહાડી વડે કાપવામાં આવ્યાં. બાબી સંપ્રદાયના આત્મત્યાગથી અને વીરતાથી મુગ્ધ બની આખો દેશ નાસિરદ્દીન સામે ખળભળી ઉઠ્યો અને બાબીઓનાં સાહસના સ્થળે સ્થળે વખાણ થવા લાગ્યાં.

ઈ. સ. ૧૮૫૩મા રશિયાએ ઈરાનના દરબારમા દરખાસ્ત મોકલી કે તુર્કી વિરુદ્ધ ઈરાન રશિયા સાથે એકત્ર મળી લડાઇ જાહેર કરશે તો તુર્કમેન ચાઈની સધિ મુજબ ઈરાન પાસેથી લેણી પડતી રકમ જતી કરવામાં આવશે. આ દરખાસ્તની તરફેણમાં નાસિરદ્દીન જાતે હોવા છતાં વડા પ્રધાને તેને સલાહ આપી કે રશિયા કરતા અગ્રેજો અને ફ્રેંચોની મિત્રતા વધારે કીંમતી છે, કારણ કે તેમની મદદથી કદાચ તુર્કમેનચાઇની અપમાન જનક સધિ સદંતર રદ કરી શકાશે અને ગુમાવેલા પ્રદેશો પાછા મેળવી શકાશે. પરંતુ અગ્રેજ અને ફ્રેંચો સાથેની વાટાઘાટમાં શાહને તટસ્થ રહેવાની સલાહ મળી. કોઈએ સધિ રદ કરવાની ચોકખી શરત મંજુર ન કરી. આથી શાહને બહુ અપમાન લાગ્યું, છતાં તેને તટસ્થ રહેવાની ફરજ પડી. ઈ. સ. ૧૮૫૫ મા કોઈ એક અમલદારની નિમણૂક સબધમા ઈરાનની સરકાર સાથે મનભેદ પડતાં અગ્રેજ એલચી તહેરાન છોડી ચાલ્યો ગયો.

ત્યાર બાદ પછીનાં વરસે ઈરાનની સેનાએ હેરાત પર ચઢાઈ કરી

તે જીતી લીધુ, અને તેને ઈરાનની સરહદમા દાખલ કરી દીધુ આથી અગ્રેજ સરકાર ભારે ઉશ્કેરાઈ ગઈ ઈરાની અખાતમા આવેલા બુશાયર બદરમા અગ્રેજ સેના ઉતરી અને થોડા રોજમા અગ્રેજ સેનાપતિ જેમ્સ આઉટ્રામે મોહામેરા અને આહ્વાજ કબજે કર્યાં. ત્યારબાદ ઇ સ ૧૮૫૭ મા અગ્રેજોએ પારિસમા એક સધિપર સહી કરી અને ઈરાનની સાથે સધિ થઇ કે ઇરાને અફઘાનિસ્તાનને સ્વતત્ર રાજ્ય તરીકે સ્વીકારવુ અને ત્યાથી પોતાની સેના પાછી ખેચી લેવી અને ઈરાનઅફઘાનિસ્તાનસબધના વાધાઓમા અગ્રેજોને લવાદતરીકેસ્વીકારવા આ સધિ અગ્રેજોના સુભાગ્યે બરાબર વખતે થઈ હતી કારણ કે આ સધિ થયા પછી થોડા માસમા બળવાના ભયકર વાવાઝોડાએ હિન્દમાની અગ્રેજ સત્તાને મૂળમાથી હચમચાવી નાખી હતી અને આ સધિના પ્રતાપે જ અગ્રેજો ઇરાની અખાતમાનુ બધુ લશ્કર નિશ્ચિત ચિત્તે હિન્દમા પાછુ ખેચી શક્યા હતા

નાસિરદ્દીનના અમલના અત ભાગમા મધ્ય એશિયામા રશિયાએ કરેલો ધસારો હિન્દમાના અગ્રેજોને માટે ભારે સદેહનો વિષય થઈ પડ્યો હતો ઈ સ ૧૮૫૪ની ક્રિમિયન લડાઇ વખતે મધ્ય એશિયા અને કૉકેશિયામા રશિયાનો ગતિભાર અધિકાર નહોતો ત્યાર બાદ રશિયાએ પોતાની બધી શક્તિ પૂર્વ તરફ અજમાવી અને કૉકેશિયા જીતી મધ્ય એશિયા તરફ કુચ શરૂ કરી

ઈ સ ૧૮૬૫મા ખોકદ અને તાસ્કદ તાબે કરી, રશિયાએ તુર્કસ્તાન નામનો નવો પ્રાત બનાવ્યો. આથી બોખારાનો અમીર રશિયા વિરુદ્ધ ખડો થયો પરતુ તે હાર્યો અને ઈ સ ૧૮૬૮મા તેણે જગદ્વિખ્યાત સમરકદ શહેર ગુમાવવુ પડ્યુ ઈ સ ૧૮૭૩મા રશિયાએ ખીવા જીત્યુ આ પ્રમાણે મધ્ય એશિયાના મુખ્ય રાજ્યો

એક પછી એક રશિયાના કબજામા ગયા. કેવળ રણપ્રદેશની ભટકતી તુર્કોમેન જાતિ બાકી રહી. તુર્કોમેન જાતિના પરાક્રમથી રશિયા શરૂઆતમાં તો હાર્યું, પરંતુ ઈ. સ. ૧૮૮૧મા તેઓનું મુખ્ય મથક ઇઓક ટેપ (Geok Tepe) કબજે થયું. આથી બાકી રહેલો તુર્કોમેન પ્રદેશ રફતે રફતે શરણ થયો. આ પ્રમાણે ઈ. સ. ૧૮૮૪ દરમિયાન મધ્ય એશિયાનો બધો પ્રદેશ રશિયાના કબજામા આવ્યો. ક્રિમિઅ છત્યા બાદ પચીસ વર્ષમાં તો લગભગ હજાર માઈલનો પ્રદેશ ઓળગી મૂર્તિમાન શનિની માફક રશિયા અફઘાનિસ્તાનની સરહદ પર આવી ઉભુ અને આ અણધાર્યા બનાવથી હિન્દની સરકારને ભારે ચટપટી પેદા થઈ.

કોઈ પણ જાતની અડચણ નાખવાને અશક્ત ઇરાન આ અપાર શક્તિના પ્રભાવને ઓશિયાળુ થઇ જોઇ રહ્યુ. પોતાની છાતી ઉપર બનતા આ બનાવને નજરો નજર નિહાળ્યા છતા તેને મૂગા રહેવું પડ્યું. ઇરાનના ઉત્તર ભાગમા એક છેડેથી બીજા છેડા સુધી પોતાની પાખ વિસ્તારી ચતુર રશિયા ઇરાન પર પોતાની જાળ બિછાવવાની તક પ્રાપ્ત કરવાની રાહ જોવા લાગ્યુ.

આ તરફ અગ્રેજો પણ તદ્દન ચૂપ થઇ બેઠા નહોતા. ઇરાનના દક્ષિણ ભાગમા તેઓ પોતાના મૂળ ઉંડા નાખવા માટે નવા નવા ઉપાયો યોજ્યા કરતા હતા.

હિંદમા બળવો ચાલતો હતો તે વખતે અગ્રેજોને હિંદ અને ઇંગ્લાંડ વચ્ચે તારના સીધા સદેશા ચલાવવાનુ પ્રયોજન બરાબર સમજાયુ અને તે સબધી વ્યવસ્થા કરવા તેઓ તૈયાર થયા. આને પરિણામે ઇ. સ. ૧૮૬૪ના અત ભાગમા ઇરાન સરકાર અને ઇરાની પ્રજાનો તીવ્ર વિરોધ હોવા છતા ઇરાનમા તારની લાઇન નાખવામાં

આવી અને તેને હિંદ સાથે જોડવામાં આવી. આ સિવાય નાસિરૂદ્દીનના રાજ્યઅમલના અંતભાગમાં રશિયા સાથે હરિફાઈ વધતી જતી હોવાથી અંગ્રેજોએ ઇરાન સરકાર પાસેથી કેટલીક સગવડો પ્રાપ્ત કરી લીધી.

ઇ. સ. ૧૮૮૮માં શાહે અંગ્રેજોને કારૂન નદીમાં વેપારી વહાણો હંકારવાનો પરવાનો આપ્યો. શરત એ રાખવામાં આવી કે અંગ્રેજોએ એ નદીને તીરે પાકાં મકાનો, માલસામાનની વખારો કે કારખાનાં બાંધવાં નહિ. ઇ. સ. ૧૮૮૯માં શાહે અંગ્રેજોને એક બેંક [Imperial Bank of Persia] સ્થાપવાની અને નોટો બહાર પાડવાની રજા આપી. ત્યાર બાદ ઇ. સ. ૧૮૯૦માં એક અંગ્રેજ કંપનીને ઇરાનમાં તમાકુની ખેતી કરવાનો અને તે વેચવાનો ઇજારો આપવામાં આવ્યો. ઇરાનમાં વસતી પ્રજાની તમાકુ એ રોજિંદી ચીજ ગણાય છે. સ્ત્રી કે પુરુષને તમાકુ સિવાય ચાલતું નથી. આથી ઘણી સનસનાટીભરી શરતોથી આ વેપાર અંગ્રેજોના હાથમાં જતાં, સામે ભારે ઉશ્કેરણી ફેલાઇ. વડા ધર્મગુરુ હાજી મીરઝા હસન શિરાઝીએ આખા દેશમાં ધૂમ્રપાનના નિષેધનો ફતવો બહાર પાડ્યો. ઇરાનની પ્રજાએ એકમતી કરી આખા દેશમાં તમાકુની વપરાશ બંધ કરી દીધી. આ બનાવને ઠામેઠામ દંગાફિસાદ પણ થવા લાગ્યા. પ્રજામતનું આવું ઉગ્ર રૂપ જોઇ શાહ બીધો અને તેણે અંગ્રેજોને આપેલો ઇજારો પાછો ખેંચી લીધો. અવશ્ય આ બાબતમાં અંગ્રેજોને નુકશાની ભરી આપવા માટે તેને પાંચ લાખ પૌંડ આપવાનું વચન આપવું પડ્યું.

આ પ્રમાણે એક તરફથી રશિયા અને બીજી તરફથી અંગ્રેજો એમ બે બાજુના દબાણથી ઇરાન મરવાની અણી પર આવી પડ્યું. આંતરિક અશાંતિ પણ દિનપ્રતિદિન વધવા લાગી. નાસિરૂદ્દીનના અમલના છેલ્લા ભાગમાં આ અશાંતિએ ઉગ્ર રૂપ ધારણ કર્યું.

શાહની ભરપૂર તંદુરસ્તી, સબળ શરીર, તીક્ષ્ણ પ્રતિભા હોવા છતાં તેની અભાનુષિક ભોગતૃષ્ણા અને આત્મસુખવંચનાએ ઇરાનના શાસનતંત્રને દેવાળું બનાવી દીધું હતું. આત્મસુખ ખોળામાં મસ્ત બનેલો શાહ પોતાની જવાબદારી ન સમજતાં કેટલાક સ્વાર્થી અને લોભી અમલદારોના હાથમાં રાજની લગામ સોંપી નિશ્ચિંત ચિત્તે દિવસો ગુજારતો હતો. આ તરફ સૈનિકો, હથિયારો અને પગાર વિના દહાડે દહાડે દુર્બલ બનતા જતા હતા. પ્રજા અમલદારોના જૂલમોથી ત્રાસ પામી બંડ ઉઠાવવાની તૈયારી કરી રહી હતી.

આવી સ્થિતિમા દહાડા પસાર થતા હતા તે દરમિયાન ઇ. સ. ૧૮૯૬ના મે માસની ૧લી તારીખે ઇરાનની પ્રજાએ સમાચાર સાભળ્યા કે કોઇ છૂપા મારાની ગોળીથી શાહ નાસિરદ્દીન જન્નતનશીન થયો છે. કુદરત આવી રીતે જ પોતાનુ વેર વાળે છે અને સસારમાં મેળ જાળવે છે. જૂલમો એક દિવસ એવી હદે જઇ પહોંચે છે કે એક ભારે કડાકા સાથે તેની સમાપ્તિ થાય છે. મનુષ્ય જૂલમ સહન કરતા કરતા જ્યારે આશ્રયહીન બની છેલ્લે પાટલે જઇ બેસે છે ત્યારે તે મરણીયો બની મૃત્યુના કિનારે ઉભો હોય છતા પાછો ફરી છેલ્લો ઘા કરવા તૈયાર થાય છે.

તે વખતે સમસ્ત રાજ્યમા ઉત્સવની તૈયારીઓ થઇ રહી હતી. પાચ દિવસ પછી શાહના રાજ્યઅમલના પચાસ વર્ષ પૂરા થવાનાં હતાં. આજે શાહ તહેરાન નજીક આવેલી શાહ અબ્દુલ આઝીમની મસ્જિદમા નમાજ પઢવા ગયો છે. જેવો તે નમાજ પઢવા ઘૂટણભર થાય છે તેવોજ એક છૂપા મારાની ગોળીથી વીંધાઇ જાય છે. તેના મુખમાથી છેલ્લા શબ્દો નીકળે છે કે "અય ખુદા!" અને તે સાથેજ શાહ નાસિરદ્દીન પ્રાણહીન બની જમીન પર લેટી પડે છે.

શાહ સાથે "સદર આઝિમ" [વડો પ્રધાન] હતો. તે તેનો મૃતદેહ બંધ ગાડીમાં નાખી રાજમહેલમાં લાવ્યો અને બહાર સમાચાર ફેલાવ્યા કે નામદાર શાહ જરાતરા ઘવાયા છે. તેહરાન પહોંચ્યા બાદ તરતજ વડા પ્રધાને રશિયા અને બ્રિટનના એલચીઓને બોલાવ્યા. તેમની સાથે મસલત કર્યા પછી તેણે યુવરાજના રાજ્યાભિષેકની તૈયારીઓ માંડી. યુવરાજ તે વખતે અઝરબૈજાનના ગવર્નર તરીકે તબ્રિઝમાં રહેતો હતો.

આ તરફ સ્થિતિ ગંભીર બની હતી; તહેરાનમાં એવી ઘણી રેજિમેન્ટો હતી કે જેના પગારો ચઢયા હતા. એ લશ્કર વિફરે તો મામલો હાથથી જાય એમ હતું. તરતજ બ્રિટિશ બેંકમાંથી પૈસા લાવી તેમનો પગાર ચુકવવામાં આવ્યો. દંગો ન થાય તે માટે કેટલીક રેજિમેન્ટો શહેરમાં લાવવામાં આવી. તે રેજિમેન્ટો આખા શહેરમાં પહેરો ભરવા લાગી. આટલી સાવચેતીને પરિણામે બીજે દિવસે જ્યારે શાહનું મૃત્યુ જાહેર કરવામાં આવ્યું, ત્યારે કોઇ પણ જાતનો દંગોફિસાદ થયો નહિ. ખૂની મરઝાં જા કારમાન શહેરનો નાનો વેપારી હતો. ઇસ્તંબુલમાં જઇ તે પ્રખ્યાત બળવાખોર જલાલુદીનનો શિષ્ય બન્યો હતો. અને ત્યાંથી દેશમાં પાછો ફર્યા બાદ શાહના ખૂનના કાવતરામાં ભળ્યો હતો. ચાર માસ બાદ ૧૨ મી ઓગષ્ટે તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો. શાહના ખૂન પછી થોડા અઠવા ડ્યાં બાદ નવો શાહ મુઝફ્ફર-ઉદ્-દીન તહેરાન આવી પહોંચ્યો અને બીન અડચણે ગાદીએ બેઠો.

સમ્રાટ નાસિરદ્દીનના પચાસ વર્ષના રાજ્યઅમલનો આ રીતે અંત આવ્યો. અને તે સાથે જ ઇરાનમાં જૂના જમાનાની સમાજ વ્યવસ્થા અને મધ્યયુગની અંધશ્રદ્ધાનો અંત આવ્યો. તેની જગાએ આધુનિક ઉન્નતયુગ તેની નવીન આશા, નવીન આદર્શ અને ઉદાર જીવનપ્રણાલી

સાથે ઉદય પામ્યો. મુઝફ્ફર–ઉદ્–દીન ખરાબ ચારિત્રનો, માંદલો અને વિલાસી હતો. શરૂઆતથી જ લોકો તેને માટે ઉંચો મત બાંધી શક્યા નહોતા. રાજગાદી લેવા આવ્યો ત્યારે તહેરાનમાં ખુલ્લી રીતે દાખલ થવા જેટલું સાહસ પણ તે દર્શાવી શક્યો નહોતો. રખેને વળી કોઇ બળવાખોરના બૉંબથી પોતાનું મૃત્યુ થાય એ બીકથી શહેરથી થોડા માઇલ દૂર તેણે પોતાનો પડાવ નાખ્યો હતો. મધરાતની શાંતિમાં જ્યારે આખું શહેર નિદ્રાવશ હતું ત્યારે એ બાયલાએ ચુપકીદીથી શહેરમાં પ્રવેશ કરી રાજમહેલનો આશ્રય લીધો હતો. તેની આ કાયરતાથી શૌર્યપ્રિય ઇરાનીઓ બહુ ગુસ્સે થયા હતા અને તેને પછીથી "બ્હેન મુઝફ્ફર" ના નામથી ઓળખવા લાગ્યા. આ રીતે મુઝફ્ફર કાયમને માટે ઇરાનવાસીઓની અશ્રદ્ધાને પાત્ર થઇ ગાદીએ આવ્યો.

છતાં પણ આ દુર્બળ રાજાના રાજ અમલ દરમિયાન ઇરાનની રાષ્ટ્રિય ઉન્નતિ થઇ એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. એના રાજઅમલમાં જ સદીઓનુ સ્વેચ્છાચારી તંત્ર લુપ્ત થઇ ઇરાનીઓને પહેલી જ વાર બંધારણપૂર્વકનું રાજ્ય પ્રાપ્ત થયું.

# પ્રકરણ ૪ થું

## ઇરાનમાં નવા વિચારોનો પ્રવાહ

મુઝફ્ફરશાહના રાજ અમલ દરમિયાન ઘણા વર્ષોથી ચાલી આવતી અરાજકતાએ પોતાનું પૂરેપૂરું રૂપ પ્રગટયું. નવયુગના પ્રકાશનો સ્પર્શ નાસિરૂદ્દીનના અમલ દરમિયાન ઇરાનને થઈ ચૂક્યો હતો. એને પરિણામે જે શક્તિ છૂપી રીતે જન્મી લોકચક્ષુને અગોચર રહી દિનપ્રતિદિન વધતી જતી હતી, તે આજ વીસમી સદીના પ્રકાશિત સૂર્યે એના પ્રખર તાપમાં પરિપૂર્ણ રૂપ ધારણ કરી દેશની દૃષ્ટિ સમીપ આવી ઉભી.

મુઝફ્ફરને તેના ખુશામતિયા હજુરિયાઓ રાત દિવસ ઘેરી વળતા હતા. તેઓ તેને હમેશાં ધન્યવાદ આપ્યા કરતા હતા. આ સિવાય તેનું ઉચ્છૃંખલ વર્તન અને વિવેક વિનાનું વિલાસીપણું તેનું સત્યાનાશ વાળવા તૈયાર થઈ રહ્યાં હતાં. નાસિરૂદ્દીનના વખતથી જ યુરોપની મુસાફરી એ એક ફેશન થઈ પડી હતી. વારંવાર યુરોપની મુસાફરીએ જવું, ત્યાં બધી પરદેશી ચીજો ખરીદવી, અને ખુશામતખોરોની ક્ષુધા મટાડવી, આ કાર્યમાં મુઝફ્ફરે પાણીની માફક એટલો તો પૈસો વાપર્યો કે થોડા સમયમાં ખજાનો ખાલી થઈ ગયો. એક તરફથી ગરીબ પ્રજા પોતાના લોહીના ટીપા સમાન પૈસો આપી ખજાનો ભરતી હતી અને બીજી બાજુથી વિલાસી શાહ પોતાની

વિલાસ લાલસા તૃપ્ત કરવા માટે ફાવે તેમ તેનો ઉપયોગ કરતો હતો. મરણ ભયના કાલ્પનિક ખ્યાલને વશ થઇ શાહ આંખો મીંચી દર વરસે આમ અપાર દ્રવ્ય ઉડાડતો જતો હતો. પરિણામે પરદેશી દેવાથી દેશ ડૂબી ગયો. જો કે તેણે બેલ્જીયન અમલદારો નીમી આયાત જકાત ખૂબ વધારી હતી, છતાં તેની માગણીને પહોંચી વળે એટલો ખજાનો પૂરો પાડવાની તાકાત ઇરાનની સરકારમાં નહોતી. આ સ્થિતિમાં અગ્રેજો પાસેથી કરજ તરીકે પૈસા લેવાની પેરવણ થવા માંડી. પરંતુ અગ્રેજો આ દીવાળીઆ શાહને પૈસો ધીરવા તૈયાર ન થયા, ત્યારે રશિયા પાસેથી નામોશીભરી શરતોએ ૪૦ લાખ પૌંડ ઉછીના લેવામાં આવ્યા. ઈ. સ. ૧૯૦૦ માં લીધેલા આ પૈસા પણ ફુંક ભેગા ઉડી ગયા અને ભાનભૂલા મુઝફ્ફરે પોતાના દેશને નાશના માર્ગે ચડાવી દીધો. પરાધીનતાની નિષ્ઠુર સંભાવના જાતિ સમક્ષ ડોકિયાં કરવા લાગી.

જોતજોતામાં આ અવ્યવસ્થા અને ઉચ્છૃંખલતાને અવલંબી જાતિનો ઘણા દિવસનો એકત્ર થઈ રહેલો અસંતોષ વિપુલ આકાર ધારણ કરી જાગી ઉઠયો. ચોમેરથી તિવ્ર વિરોધ સળગી ઉઠયો. સ્વેચ્છાચારી અને હૃદયહીન જુલ્મો વિરુદ્ધ લોકોનો પોકાર વધી પડ્યો.

જુનો અસંતોષ અને નવીન પ્રત્યેના આકર્ષણને લીધે દેશ પાગલ બની ગયો હતો. દેશની આ નવલબ્ધ ચેતના, મુક્તિને સ્વીકારવાનો સાગ્રહ પ્રયાસ કંઇ આકસ્મિક પ્રભાવને લીધે કે ક્ષણિક પ્રયત્નને યોગે પેદા થયો નહોતો. વિદેશી લેખકોએ આ નવચેતનને આકસ્મિક માની અવગણ્યું છે. પરંતુ જીવનમાં કે જગતમાં અકારણ આકસ્મિકભાવ કદી પેદા થતો નથી. ઇરાન પણ ઘણા દિવસની સાધનાને અંતે બીસમીમદીના વાતાવરણમાં ફુલી ફાલી વિકસ્યું હતું.

આ નવીન પક્ષના આગેવાનો ઘણા રોજથી દેશને બચાવવા માટેના ઉપાયો વિચારતાં આવ્યા હતા. તે માટેની તેમની તૈયારીઓ પણ મોટી હતી. અનેક પ્રાણવાન સાધકોની જીવન વ્યાપી તપસ્યા હવે સાર્થક થવાની અણી પર હતી. ખાસ કરીને નૂતન યુગના અગ્રદૂત ગણાતા સુધારક સૈયદ જમાલુદ્દીનની સાધના દેશને જાગ્રત બનાવવામાં સફળ થઇ હતી. ધર્મને આચારના લાકડે બાંધી આળસુ આત્માનંદમાં આંખ મીંચી ઝોકાં ખાવાં એ અત્યાર સુધી ઇરાનના રાષ્ટ્રીય જીવનનો સ્વભાવ થઈ પડ્યો હતો. જે કંઇ ઇરાની હોય, સ્વદેશી હોય, તે બધું સુંદર હોય, ઉત્તમ હોય. એજ તે વખતના ઇરાનનો મનોભાવ હતો. ભૂતકાળમાં જીવવું, આળસમાં દિન ગુજારવા એ તે વખતના ઇરાનીઓનો પ્રિયધર્મ થઇ પડ્યો હતો.[૧]

આ મનોભાવની બેડી તોડી જાતિને આગળ ધપાવવામાં જે જે ઇરાનીઓએ તનતોડ પ્રયત્નો કર્યા છે તેમાં જમાલુદ્દીનનું સ્થાન સૌથી ઉપર છે. એ હમદાનના એક અપ્રખ્યાત સૈયદને ત્યાં ઇ. સ. ૧૮૩૮માં જન્મ્યો હતો. ગજફમાં ભણ્યા બાદ તે અફઘાનિસ્તાનમાં થોડાં વર્ષ રહ્યો હતો અને ત્યા રહી તેણે પોતાને અફઘાન તરીકે ઓળખાવ્યો હતો. યુવાવસ્થામા જ સ્વતંત્રતાનાં સ્વપ્નો તેની કલ્પનાને ઉદ્દીપ્ત કરી રહ્યા હતાં અને આચારથી જર્જરિત થઇ ગએલા ધર્મના નાગપાશને તોડી મનુષ્યના આત્માને દુઃસાધ્ય પ્રયાસ કરવા એ દઢાગ્રહી માનવ સ્વદેશ, વિદેશ, યુરોપ, તુર્કસ્તાન, હિંદ સર્વત્ર ફરી સાહસપૂર્વક પ્રચાર કાર્ય કરતો હતો. ઇસ્તંબુલમાં રહેતી વેળા તે પોતાને સુન્ની મુસલમાન તરીકે ઓળખાવતો હતો અને થોડા રોજમાં

૧. "With their sunny-climate and Cheap food and not too much work, they passed their time happily enough."

ધારાશાસ્ત્રી તરીકે તેની ખ્યાતિ ચોમેર ફેલાઇ ગઇ હતી દલીલોના ઉપાસક આ તેજસ્વી બડખોરના વહેણોથી વર્જિત મનનો સ્પર્શ લેઈ તુર્કસ્તાનના હજારો લોકો ગતાનુગતિક જીવનની વિરુદ્ધ બડખોર બન્યા હતા અને નવયુગના સામ્યવાદને પોતાના જીવનમા ઉતારવા મથતા હતા. ગતાનુગતિક જીવન સાથેના તેના આ અક્લાન્ત યુદ્ધને પરિણામે તુર્કસ્તાનનો સરક્ષક પણ તેની વિરુદ્ધ પડ્યો હતો, અને ત્યાના વડા ધર્માધ્યક્ષે તેને ધર્મદ્રોહી ઠરાવ્યો હતો આથી તેને તુર્કસ્તાનને કાયમને માટે છોડી જવાની જરૂર પડી હતી.

કોઇ અરબ વર્તમાનપત્રમા " અચ્છેદ્ય બધન " ના નામથી જમાલના કેટલાક નિબધો પ્રગટ થયા હતા. તે વાચી શાહ નસિરૂદ્દીનને જમાલ સબધમા ઊડુ કુતુહલ પેદા થયુ. તેણે તેને ઇરાન બોલાવી પ્રધાન મડળનો સભાસદ બનાવ્યો. જોત જોતામા એની અસાધારણ પ્રતિભા ઇરાનના દરેક વિષયમા પ્રભાવ બતાવવા લાગી અને તેના વિપ્લવમત્રો પણ ઇરાનની પ્રજાના મનને ચકડોળે ચઢાવવા લાગ્યા. આ વખતે તુર્કસ્તાનના એલચીએ શાહને સમજાવ્યુ કે જમાલને તુર્કસ્તાન, હિંદ, મિસર વગેરે દેશોમાથી બળવાખોર માની હાકી કાઢવામા આવ્યો છે. આવા સત્યાનાશ વાળનારા માણસને તમે ઇરાનમા રહેવા દો છો એ ઠીક કરતા નથી તે તમારા દેશને ચકડોળે ચઢાવશે. આને પરિણામે જમાલને વળી ઇરાન છોડી વિદેશમા મુસાફરી કરવા જવાની સલાહ મળી. આ કાર્યમા ઇરાનના જુના પ્રધાનનો હાથ હતો

ઇ. સ ૧૮૮૯મા નાસિરૂદ્દીન યુરોપની મુસાફરીએ ગયો હતો. ત્યા તેને જમાલ સાથે મુલાકાત થઇ તેને બહાર રાખવો એ તો વધારે વિપત્તિજનક લાગવાથી તેણે તેને માનપૂર્વક ઇરાન પાછો

બોલાવ્યો. આ વખતે પણ ઇરાનમા આવ્યા બાદ જમાલે બળવાની તૈયારીઓ મોટા પ્રમાણમા શરૂ કરી દીધી પરિણામે દેશની સ્થિતિ નગીન થઇ પડી શાહે આ સ્થિતિથી ભય પામી જમાલને પોતાની પાસે બોલાવ્યો પરતુ જમાલ નાઠો અને તહેરાનથી દૂર આવેલી શાહ અબ્દુલ આઝિમની મસ્જિદમા જઇ ભરાયો ત્યા બેઠા બેઠા તેણે પોતાના વિપ્લવમત્રો ફેલાવવાનુ શરૂ કર્યું સાત માસ પછી તેને ત્યાથી પકડી અને ઇ સ ૧૮૯૦ મા પાછો દેશ નિકાલ કરવામા આવ્યો પ્રથમ તેને તુર્ક સરકારના હાથમા સોપી દેવાના આ વ્યો તુર્ક સરકારે તેને બસરામા નજરકેદ રાખ્યો, પરતુ મહામુશ્કીબતે ત્યાથી તે નાસી છૂટયો અને ઈંગ્લાડ ગયો ત્યા તેણે માલ્કમખા સાથે મળી કાનુન' નામનુ વર્તમાનપત્ર પ્રગટ કર્યું તેના સપાદન નીચેનુ 'કાનુન તુર્કસ્તાન અને ઇરાનમા બળવાનો પ્રચાર કરવા લાગ્યુ આ તરફ તુર્કસ્તાનના સુલતાને કાનુન'ના ફેલાવાથી અને પ્રભાવથી ભયપામી વળી જમાલને ઇસ્તબુલ બોલાવ્યો ઇસ્તબુલ આવ્યા બાદ જમાલને સુલતાને તુર્કસ્તાનના મેમાન તરીકે માનપૂર્વક રાખ્યો પરતુ ઇસ્તબુલ છોડી બહાર જવા દીધો નહિ.

નાસિરૂદ્દીનના મૃત્યુબાદ ઇરાનની સરકારે તુર્ક સરકાર પાસેથી જમાલ અને બીજા ત્રણ ઇરાનીઓની માગણી કરી તુર્કસુલતાને ત્રણ ઇરાનીઓની તો સોપણી કરી પરતુ જમાલને તેના હાથમા સોપ્યો નહિ. ત્યારબાદ ઇસ્તિબુલમાજ જમાલુદ્દીનનુ મરણ થયુ

અસાધારણ જાદુવિદ્યાને લીધે પ્રખ્યાત થયો હતો. પરંતુ જાદુવિદ્યા પ્રચલિત ધર્મવિશ્વાસની વિરોધી હોવાથી શાહે તેને દેશનિકાલ કર્યો હતો. થોડાં વર્ષ બાદ પાછો તે ઇરાન આવ્યો અને તેણે "ફારામુસખાના" (House of forgetfulness) નામનું એક તંત્રમંત્રનું છૂપું સ્થાન સ્થાપ્યું. આ ભેદી ગૃહથી આકર્ષાઈ આબરૂદાર ઇરાનીઓનાં ટોળેટોળાં ત્યાં આવવા લાગ્યાં અને ભેદી મંત્રથી દીક્ષિત બની પાછાં ફરતાં હતા. આ પરથી પ્રખ્યાત રાજદ્વારી શારૂકખાં એ શાહને સમજાવ્યું કે ઇરાનીઓને આ પ્રમાણે છૂપી ટોળીના સભાસદ બનવા દીધાથી માલ્કમ શક્તિશાળી બની જશે અને તમારી વિરુદ્ધ બંડ ઉઠાવશે. આ સાંભળી શાહ ખીજો અને તરત જ ફારામુસખાનાના રહેવાશીઓને કેદ કરી માલ્કમખાંને ફરીથી દેશનિકાલ કર્યો. માલ્કમ ઇરિતખુલના ઇરાની એલચી મિરઝાં હુસેનખાંની મદદથી ઇ. સ. ૧૮૭૨માં લંડનમાંના ઇરાની એલચીની પદવી પર નીમાયો. અને ત્યાં રહી, થોડા દિવસ બાદ 'પ્રિન્સ'ની પદવી મેળવી માન પામ્યો.

ઇ. સ. ૧૮૮૯મા નાસિરૂદ્દીન ઇંગ્લાંડમાં હતો તે વખતે તેણે માલ્કમખાંને ઇરાનમાં એક લૉટરી કાઢવાની પરવાનગી આપી. માલ્કમે આ હક એક અંગ્રેજ કંપનિને મોટી કિંમતે આપ્યો. પરંતુ મુલ્લાંઓએ લૉટરી એ એક જાતનો જુગાર છે માટે કુરાન વિરુદ્ધ છે એવો મત આપ્યો. આથી વડા પ્રધાને મુલ્લાંઓના અભિપ્રાયને ટેકો આપી આ હક પાછો સોંપી દેવા માલ્કમને લખ્યું. માલ્કમે આ વેચાઈ ગએલા હક પાછા ફેરવવાની પોતાની અશક્તિ જણાવી તેથી તે વડા પ્રધાન અને શાહની ફકામાં આવી પડ્યો. તેને એલચી ગીરીની જગા પરથી બરતરફ કરવામાં આવ્યો.

ત્યાર બાદ માલ્કમે સૈયદ જમાલુદ્દીન સાથે મળી "કાનુન" નામની પત્રિકા બહાર પાડી અને તેમાં તેણે આપખુદ રાજતંત્ર વિરુદ્ધ ભારે ઝુંબેશ ચલાવી આપખુદ સુલતાન અને શાહના જુલમો તથા ગરીબ પ્રજાની શોચનીય સ્થિતિ સંબંધમાં "કાનુન"ની તીવ્ર સમાલોચનાથી ઇરાન અને તુર્કસ્તાનની પ્રજામાં દિનપ્રતિદિન રાજદ્વેષ ઊંડો ઉતરવા લાગ્યો અને ઘેર ઘેર "કાનુન"નું પ્રચારકાર્ય ચાલવા લાગ્યું હવે શાહ બીધો અને ઇરાનમાં "કાનુન"ને આવતું અટકાવવામાં આવ્યું પરન્તુ એ પત્રનો પ્રભાવ દિવસે દિવસે વધવા લાગ્યો. છૂપી રીતે સેંકડો નકલો ઇરાનમાં આવવા લાગી "કાનુન" ટપાલ દ્વારા બાગેજ ત્યાં મોકલવામાં આવતું લગભગ બધી નકલો કાપડની ગાંસડીઓમાં અગર તો પરદેશી મુસાફરો મારફત ઇરાનમાં જતી હતી.

દુર્ભાગી દેશના મુક્તિમાર્ગના અગ્રદૂત સમાન આવા મહાપુરુષોની આજીવન સાધના અને નવી પ્રસરતી પાશ્ચાત્ય કેળવણી અને પાશ્ચાત્ય વિચારોના પ્રભાવથી લાખો પ્રજા જાગ્રત થતી જતી હતી નાસિરુદ્દીનના સમયથી જ યુરોપની મુસાફરી કરવી એ ઇરાનના રાજાઓમાં એક પ્રકારની ફેશન થઈ પડી હતી તેમની સાથે જે ઇરાનીઓ જતા તેઓ વર્તમાન યુગની જ્ઞાનશક્તિનો વિકાસ જોઈ, તે બાબતમાં પોતાની ગરીબાઈ સંબંધમાં સજાગ બની પાછા ફરતા અને તેને પરિણામે ઉચ્ચ દરજ્જાના ઘણાં ઘણાં કુટુંબોના બાળકો કેળવણી માટે યુરોપ જવા લાગ્યા આ તરુણો દ્વારા નવયુગના વિચારો ઇરાનમાં પેઠા અને જીર્ણ સંસ્કારો મરી પરવાર્યા શરૂઆતમાં ફ્રેન્ચ ભાષા અને વિચારો પ્રત્યેનો મોહ ઉત્કટ રૂપમાં પ્રગટ થયો, તે એટલે સુધી કે કેટલાક અંગ્રેજ લેખકોએ તરુણ ઇરાનની એ ખાતર મશ્કરી પણ કરી છે

એક તરફથી યુરોપી તર્કવાદ અને સ્વાધીનતાના મંત્રનો પ્રભાવ નિના આત્મબોધને ધીરે ધીરે જાગ્રત કરતો હતો, ત્યારે બીજી

તરફથી માંદલો, વિલાસી અને ભોગનાં સાધનો પાછળ ઘેલો બનેલો શાહ પ્રજા પર નિર્દય રીતે પીડન મચાવી રહ્યો હતો.[1]

આજુબાજુના વિચિત્ર સંજોગો જ્યારે ઇરાનના લાંબા વખતથી અંધકારમય બની રહેલા આકાશમાં નવયુગની ઉષા પ્રગટાવવાની તૈયારી કરતા હતા, ત્યારે પૂર્વના એક ખૂણામાં આવેલા નાના બેટમા બાલસૂર્યનાં કિરણો પ્રગટી રહ્યાં હતાં. વીસમીસદીના ઉષઃકાળની શરૂઆતમાં જ નવીન યુગના પ્રકાશે જાપાનને બારણે ચોઘડિયાં વગાડવા માંડ્યાં હતાં. આત્મસ્થ જાતિ તે વખતે અપાર સાહસિક તપને અભિનંદન આપી તેને જીવનમા વણી લેવા તૈયાર થઇ રહી હતી અને તેથી જ જાપાનને ગામડે ગામડે તે વખતે નવયુગની લાલ પતાકા દુર્જય સ્પર્દ્ધાથી શિર ઉચુ કરી આકાશને સ્પર્શ કરી રહી હતી. ત્યાર બાદ જ્યારે પાશ્ચાત્ય જાતિના ગર્વિષ્ઠ શક્તિમદને પગે કચરી જાપાનના સાત કરોડ જાગ્રત આત્મા અસીમ આત્મવિશ્વાસથી દૃઢ થઈ ઉભા ત્યારે તેનુ અપાર તેજ અખિલ એશિયા પર રેલાઇ રહ્યુ અને

૧. The condition of Persia had been for some time growing more and more intolerable. The Shah was entirely in the hand of a Corrupt ring of Courtiers who were living on the spoils of the Government and the Country. He had parted with the treasures inherited from his father and with most of the Impirial and national domain. He had thus been obliged to have recourse to foreign loans, the proceeds of which he had spent in foreign travels or had lavished on his Courtiers. There was a yearly deficit and the debt of the country was growing daily. Report of the British Legation. [Blue Book Persia No. 1 P. 2.]

મનુષ્યને મનુષ્યત્વમાં શ્રદ્ધાળુ બનાવવા તત્પર બન્યું. રશિયા અને જાપાન વચ્ચેની લડાઇમાં જાપાનના અણધાર્યા વિજયે એશિયાની અવનત, નિદ્રિત જાતિઓના જીવનમાં પ્રાણશક્તિનો સંચાર કરી સૈકાઓ થયાં ઘર ઘાલી બેઠેલ જડતાને હાંકી કાઢી હતી. ઇરાન પણ વિસ્મિત નજરે આ નવીન જીવનનું પ્રયાણ નિહાળી આત્મસામર્થ્યમાં વિશ્વાસુ બન્યુ. પ્રાણવાન જાતિ ચંચળ બની ગઇ. ઘણા સમયથી એકત્ર કરી રાખેલો આગ્રહ આત્મવિશ્વાસથી શક્તિશાળી બની ઉઠ્યો. લાંબા સમયથી એકત્ર થઇ રહેલો દ્વેષ સહસ્ત્રશીર્ષ બની રાજશક્તિને વજ્રઘાત કરવા તૈયાર થયો.

બરાબર આ જ સમયે પોતાના જમાઇ જૂલમી, સ્વાર્થસાધુ આઇન-ઉદ્-દૌલ્લાને વડા પ્રધાનની પદવી આપી મુઝફ્ફરે સ્થિતિ વધારે ગંભીર બનાવી મૂકી. પૈસાના શોષણ સિવાય આ સ્વાર્થી મંત્રી બીજું કંઇ જાણતો નહોતો. નીતિ અનીતિનું તેને જ્ઞાન નહોતું, વિવેકબુદ્ધિ તેનામાં હતી જ નહિ. પોતાના સ્વાર્થને ધસારો લાગતાં જ એ ભાઇ સાહેબ એટલા તો ક્રૂર બની જતા કે આખની શરમને પણ નેવે મૂકવા તૈયાર થતા હતા. એની પહેલાંના મંત્રી 'આતાબેગ-ઇ-આઝમ' આમિગરઅતીને પણ એ નિષ્ઠુર શોષણનીતિમાં ટપી જાય તેવો હતો. આતાબેગના સમયમાં જ શાહ દેવાના બોજા નીચે દબાતો જતો હતો, અને તે ક્રમે ક્રમે વધતી જતી શાહની ધનતૃષ્ણા મટાડી શક્યો નહોતો, તેથીજ બરતરફ થયો હતો. આતાબેગના સમયમાંજ અશાંતિ પોતાન

લાગ્યા. કાવતરાખોર આકન-ઉદ્-દૌલા પણ અજાગીઆ શાહને વિલાસમાં ગરકાવ રાખી પોતાનો સ્વાર્થ સાધવા લાગ્યો.

આઇન-ઉદ્-દૌલાના અત્યાચારોથી પ્રજા તો ઉશ્કેરાઇ ગઇ હતી, પરંતુ હમેશાં પુરાતનપંથી રહેતા મોગના મુલ્લાઓ પણ તેના પ્રત્યે વિરૂધ બન્યા હતા. ઈરાનનું ન્યાયખાતું સંપૂર્ણ રીતે મુલ્લાંઓના કબજામાં હતું. ઇસ્લામી કાયદો અને રૂઢી મુજબ ન્યાય તોળવાનું કામ ધર્મગુરૂ અને ઇસ્લામ શાસ્ત્રમાં નિપુણ મુલ્લાઓ જૂના સમયથી કરતા આવતા હતા. ગર્વિષ્ઠ અને લાલચુ વડો પ્રધાન નાના પ્રકારની યુક્તિવડે ધર્મગુરૂઓના આ હક્કમાં હાથ નાખવા લાગ્યો. આથી નવા સુધારાનો વિરોધ કરનારો આ જૂના વિચારનો વર્ગ પણ સુધારાવાળાઓ સાથે એકત્ર થઈ સરકારની સત્તા તોડી પાડવા તૈયાર થયો.

આમ ચોમેર જ્યારે વિપત્તિનાં વાદળા ઘેરાતા જતા હતા, ત્યારે તહેરાનમાં બનેલા એક સામાન્ય બનાવે સમસ્ત દેશ ઉપર વાવાઝોડું ફૂંક્યું. આ વાવાઝોડું ક્રમેક્રમે આખા દેશમાં ભયંકર રૂપમાં ફાટી નીકળ્યું.

## પ્રકરણ ૫ મું

### પહેલું બંધારણીય તંત્ર

ઈરાનમાં અન્યાય અથવા અત્યાચાર તરફ વિરોધ દર્શાવવા માટે એક પ્રકારનો સત્યાગ્રહ અથવા નિષ્ક્રિય પ્રતિરોધનો રિવાજ વિદ્યમાન છે. વર્તમાન યુગમાં પણ મસ્જિદ, દરગાહ ઈત્યાદિ પવિત્ર સ્થાનોનું માહાત્મ્ય પ્રજા પાસે અત્યંત વધારે ગણાય છે. આથી જૂલમ અગર રાજદંડમાંથી બચવાનો અતિ સહજ માર્ગ એ બન્યો કે મસ્જિદ, દરગાહ અગર બીજું કોઇ પણ પવિત્ર સ્થળે જઈ ભરાઈ બેસવું. આ રિવાજને "બસ્ત" (આશ્રય) લેવાનો રિવાજ કહેવામાં આવે છે. રાજાનો જૂલમ થવાનો હોય અથવા કોઈ પણ પ્રકારની સજા થવાની હોય અગર અન્યાય સામે વિરોધ કરવાનો હોય તો તેમાં સંડોવાએલાં માણસો બધાં મસ્જિદમાં જઈ આશ્રય લે એટલે પત્યું. ત્યાં કોઈ પણ પ્રકારનો રાજદંડ તેને સ્પર્શી ન શકે. ત્યાં તેઓ જગતની કોઈ પણ શક્તિના અધિકારની બહાર ગણાય.

ઈ. સ. ૧૯૦૫ના ડિસેંબર માસમાં તહેરાનમાં બનેલી એક સામાન્ય ઘટનામાંથી ચળવળની શરૂઆત થઈ. તહેરાનના ગવર્નરે એક ખાનદાન વંશના વૃદ્ધ વેપારીને એક કલ્પિત અપરાધ સબબ ફટકા મારવાનો હુકમ કર્યો, તેની વિરુદ્ધ ફરિયાદ એ હતી કે તે શહેરમાંનો બધો ખાંડનો જથ્થો એકઠ્ઠો કરી પછી તે મોંઘા ભાવે વેચતો હતો.

ખાનદાન નાગરિકનુ આ જાહેરમા અપમાન થતુ જોઈ તેના વિરોધ ખાતર ઘણા પૈસાદાર વેપારીઓએ મસ્જિદ-ઈ-શાહમા [શાહની મસ્જિદમા] "બસ્ત" સ્વીકારી અને થોડા રોજમા કેટલાક મોટા મુલ્લાઓએ તેઓની સાથે સપ કર્યો. પરતુ આઇન-ઉદ્-દૌલ્લાની ઉશ્કેરણીથી એ મસ્જિદના અધ્યક્ષ ઇમામ જુમાએ બસ્તવાળાઓને માર મારી હાંકી કાઢ્યા. વેપારીઓએ ત્યાથી છૂટી તહેરાનથી થોડે દૂર આવેલી "શાહ અબ્દુલ અઝીઝ"ની મસ્જિદમા આશ્રય લીધો અને ત્યા તેઓની સખ્યા દિન પ્રતિદિન વધવા લાગી. શાહ મસ્જિદનો ત્યાગ કરવા માટે શાહે એક ઉચ્ચ દરજ્જાના અમલદારને મોકલ્યો, પરતુ વેપારીઓએ તેનુ અપમાન કર્યું અને તેને હાંકી કાઢયો છેવટે વેપારીઓનુ સબળ ને સખ્યાથી ડરી જઇ શાહે તેમની સાથે સધિ કરી લીધી.

ભવિષ્યમા આવી સ્વેચ્છાચારી વર્તણૂક સભવિત ન બને એ હેતુથી વેપારીઓએ આઇન-ઉદ્-દૌલ્લાને પ્રદભ્રષ્ટ કરવાની અને રાજશક્તિ અને વડા પ્રધાનથી જુદી સ્વતત્ર અદાલત [Court of Justice] ની માગણી કરી. વળી ગીતસર ધારા ઘડવા માટે ધારાસભાની માગણી શાહ સમક્ષ રજૂ કરવામા આવી શાહે છેવટે એક સ્વહસ્ત લિખિત પત્રમા વેપારીઓની આ માગણીઓ કબૂલ કરી અને આ શરતોને કાયમનુ રૂપ આપવામા આવશે એવુ વચન આપ્યુ. આ વચન મળતા બધા વેપારીઓ શાહે મોકલેલા વાહનોમા તહેરાન પાછા ફર્યા.

ની વસંતઋતુમાં શાહને એક અરજીના રૂપમાં તેનું વચન યાદ કરાવ્યું આવ્યું.

મે માસમાં શાહ પક્ષઘાતના હુમલાથી પથારીવશ થયો. આઇન-ઉદ્-દૌલા પૂરબહારમાં રાજ્યુરા વહેવા લાગ્યો. વિપ્લવકર્તા સૈયદ જમાલ દેશનિકાલ થઈ કુમનગરમાં જઈ રહ્યો અને આઇન-ઉદ્-દૌલા પર ટિકા કરવા સબબ સૈયદ મહમ્મદને પકડવામાં આવ્યો. મહમ્મદ પકડતી વેળા તહેરાનમાં બારે હુલ્લડ થયું અને લોહી રેડાયું. બંદી કરતી વેળા લોકોનાં ટોળે ટોળાં એકત્ર થયાં અને તેને કાબુ લાવવા રાજાના લશ્કરને ભારે જૂલમો ગુજારવા પડયા. એક તરુણ વિદ્યાર્થી મહમ્મદને પોલિસના હાથમાંથી છોડાવવા જતાં ગોળીબાર વીંધાઇ પડયો. પરંતુ આવી ગડમથલ દરમિયાન સૈયદ મહમ્મદ નાસી શક્યો. કેટલાક તરુણો તેને નસાડી લઇ ગયા.

પોતાનો જીવ આપી જે યુવકે બીજાને મુક્તિ આપી તે એક સૈયદ હતો. મનુષ્યની સનાતન મર્યાદાને બચાવવા જતાં, મનુષ્યની વ્યક્તિગત સ્વાધીનતાના જન્મગત અધિકારને સ્થાપવા જતાં તેને તેના તરુણ પ્રાણની અમર આશા, પ્રતિભાદીપ્ત જીવનનું બધું ભવિષ્ય અકાળે હમેશને માટે નષ્ટ કરવું પડયું. જેઓ સત્યને જીવનમાં સ્થાપવા ઇચ્છે છે, બહ્દ વસ્તુને જેઓ તેના મનોહર રૂપમાં જોઇ શક્યા છે, તેઓના પ્રાણ આવી રીતે આડંબર વિનાનો ત્યાગ સ્વીકારી મહાન બને છે. જે યુવક આવી ભારે કીમત આપી બીજાનો પ્રાણ બચાવી ગયો છે, તેનું મનુષ્યત્વ હજુ ઇરાનવાસીઓના હૃદયમાં ઉંડી છાપ પાડી રહ્યું છે. એ તરુણની અંત્યેષ્ટિ ક્રિયા વખતે હજારો શ્રદ્ધાળુ નાગરિકો તેના આત્માના તર્પણ માટે એકત્ર થયા હતા. ઉશ્કેરાટનો પાર નહોતો આવે વખતે કાળાં વાદળોની માફક ચોમેરથી કોસેકોના ટોળા ચડી આવ્યાં. કોસેક ઘોડેસ્વારોની બંદુકો ફૂટવા લાગી. ગોળીઓ સનન કરતી

લોકોના કાન પાસેથી પસાર થઇ જવા લાગી. નિરપરાધીના લોહીથી જમીન રગાઇ ગઈ. ઘવાએલાના અવાજથી દિશાઓ ગાજવા લાગી. આ ખૂનરેજી પૂર્ણ થયા બાદ માલમ પડ્યું કે ૧૫ અભાગીઆઓએ આ જગમા પ્રાણ તજી પ્રાયશ્ચિત કર્યું છે.

ત્યારબાદ ઇ. સ. ૧૯૦૬મા વળી તહેરાનના મધ્ય ભાગમા આવેલી મસ્જિદ-ઇ-જમી"મા (Mosque of Assembly) સખ્યાબંધ લોકોએ આશ્રય લીધો. સેનાએ આવી મસ્જિદને ઘેરો ઘાલ્યો. અદર રાકણી ન પ્રવેશી શકે તેવો બદોબસ્ત કર્યો. ઘેરાએલા લોકોએ મ જવાની રજા માગી. વડા ધર્મગુરુઓ જ કેવળ કૂમ જઇ શકે એ રતે રજા આપવામા આવી. પરિણામે કેવળ ધર્મગુરુઓ જ ત્યાથી ટી કૂમ તરફ રવાના થયા.

તહેરાનમા ઉશ્કેરણી ફેલાઈ રહી છે. સ્વચ્છદી આઇન-ઉદ્-દૌલા રોજ નવા ઉપાયો દ્વારા ઉશ્કેરાટ ફેલાવી રહ્યો છે. આ જૂલમોના વિરોધ તરીકે શહેરમા હડતાલ પડી છે. ઘરમા ને બહાર, રસ્તામા ને જાહેર સભામા ચર્ચાનો પાર નથી. મોટી સભાઓ ભરી આઇન-ઉદ્-દૌલાના જૂલમો પ્રત્યે વિરોધ દર્શાવવામા આવે છે. મુલ્લાઓ ગલીએ ગલીએ ફરી લોકોને ઉશ્કેરી રહ્યા છે. એ વખતે જ આઇન-ઉદ્-દૌલાએ જાહેરનામુ બહાર પાડ્યુ કે 'લોકોએ દુકાનો ઉઘાડી નાખવી. જે તેમ નહિ કરે તેની બધ દુકાનો લુટાવી દેવામા આવશે.'

આ સમાચાર જાહેર થતા જ વેપારીઓમા ભારે સનસનાટી ફેલાઈ ગઈ. હવે શું કરવુ એ નક્કી કરવા માટે તેઓએ એકત્ર મળી વિચાર ચલાવવા માડ્યો. નક્કી કરવામાં આવ્યુ કે તુર્કી, અંગ્રેજ અને રશિયન એલચીને આ જૂલમ બધ પાડવા માટે વચ્ચે પડવાની

વિનતિ કરવી વેપારી મહાજનના પ્રતિનિધિઓએ પ્રથમ તુર્ક એલચી રહેઠાણમા આશ્રય માગ્યો. પરતુ તુર્ક એલચીએ તેઓને આશ્રય આપ્ નહિ. હવે પ્રતિનિધિ મડળ 'ગુલાહક' નામના સ્થળે આવેલા અગ્રે ગ્રીષ્મ સદન તરફ ગયુ ત્યા જઈ તેણે અગ્રેજ એલચી પાસે આશ્ર ભિક્ષા માગી, પરતુ શાહ અગર ઈરાનની સરકાર વિરુદ્ધની કોઇ પા ચળવળને આશ્રય આપવો એ અગ્રેજ એલચીને ઉચિત ન લાગ્યુ પ્રતિનિધિ મડળે બીજી વાર અરજ કરી પૂછ્યુ કે જો જુલમથી પીડાતી પ્રજા વિરોધ તરીકે તહેરાનમા આવેલા બ્રિટિશ એલચીના મથકના કમ્પાઉન્ડમા આશ્રય લે તો તેને હાકી કાઢવામા આવશે કે નહિ ? ગ્રાટ ડફ સાહેબે આના જવાબમા જણાવ્યુ કે ઇરાનના રિવાજ મુજબ જો કોઇ ખરેખર આશ્રય લેવા આવે તો તેને હાકી કાઢવામા આવશે નહિ.

તે દિવસે ૯ મ ૧૯૦૬ ના જુલાઇની ૯મી તારીખ હતી. સધ્યાકાળના ઝાખા પ્રકાશમા પચાસ મુલ્લા અને વેપારીઓના જથ્થાએ બ્રિટિશ એલચી ખાતાના કમ્પાઉન્ડમા પેસી રાત ગુજારવાની વ્યવસ્થા કરી લીધી ત્યાર બાદ થોડા દિવસ સુધી રાત દહાડો વિપુલ જનસ્રોત અગ્રેજ એલચીના મથક ભણી વહેવા લાગો. ૨ જી સપ્ટેમ્બર સુધીમા લગભગ ૧૪,૦૦૦ માણસો એકત્ર થઈ એકી અવાજે ઇરાનની સરકાર સમક્ષ પોતાની માગણી સ્પષ્ટ રૂપમા એકત્ર કરવા લાગ્યા. જે માગણી અત્યાર સુધી અજ્ઞાન જનસમૂહ હૃદયમા નીરવતાથી ડોળાઈ રહી હતી તે હવે આ સઘમદ્દ જનતાના એકત્ર અવાજના રૂપમા પ્રગટ થવા લાગી આ માગણીઓ ત્રણ હતી ૧ જુલમી આઇનઉદ્દ-દૌલાને પદચ્યુત કરવો ૨. કુમમા દેશનિકાલ થએલા દેશભક્તોને પાછા બોલાવવા, અને તહેરાનમા વસવાની રજા આપવી ૩ બધારણ પૂર્વકની સરકાર સ્થાપવી

આ વિશાળ જનસંઘને શરૂઆતમાં તો બંધારણ પૂર્વકની સરકાર કોને કહે તેની સ્પષ્ટ ધારણા નહોતી. પરંતુ મુલ્લાંઓ અને તરુણ ઈરાની યુવકોએ જે પ્રચારકાર્ય માંડ્યું હતું તેથી વેપારી વર્ગમાં પણ ચેતનાનો સંચાર થયો હતો અને તેઓ આ પ્રચારકાર્યને પરિણામે સ્વાતંત્ર્ય અને બંધારણ પૂર્વકની સરકાર તરફ આગ્રહ દર્શાવતા થયા હતા. વીજળીનો ઝબકારો જેમ આકાશના એક છેડાથી બીજા છેડા સુધી ઝબકે તેમ આ ૧૪,૦૦૦ ઇરાનીઓમાં પણ 'માસ્કૃતા'ની [Constitution] વાતો ફેલાઈ ગઈ. દિવસે ને રાત્રે કેવળ બંધારણની ચર્ચા સિવાય આ લોકોમાં બીજી કોઈ પણ જાતની વાતો થતી નહિ, એમ કહીએ તો ચાલે.

જે માગણી પાછળ ખરેખરી શક્તિ હોય છે તે માણસને તરછોડી શકે તેવી શક્તિ આ જગતમાં નથી. જાગ્રત જનતાની આ માગણી જ્યારે તકામાં પડેલા શાહના કાનમાં પહોંચી ત્યારે માથુ નમાવી તેને આદરમાન આપ્યા સિવાય બીજો કોઈ પણ ઉપાય હોય એમ તેને લાગ્યું નહિ. તેથી તેણે તરત આઇન-ઉદ્-દૌલ્લાને બરતરફ કરી તેની જગાએ ઉદાર વિચારવાળા નસરૂલ્લાને નીમ્યો અને હુકમમાં દેશનિકાલ થએલા દેશભક્તોને તહેરાન પાછા બોલાવ્યા. પરંતુ કાયમી બંધારણ ન બંધાય ત્યા સુધી ઇરાનની અસંતોષી જનતાને સંતોષ વળે તેમ નહોતું.

એકની સત્તા જ્યાં સુધી અસંખ્ય માનવીઓનાં સુખદુઃખને મુઠ્ઠીમાં રાખશે, કરોડો લોકોના સારાનરસાના વિધાતારૂપે જ્યાં સુધી અમુક એકજ માણસ જાતિના ભાગ્યને દોરશે, ત્યાં સુધી કોઈ પણ દેશ ખરો મુક્ત બનશે નહિ. રાજતંત્રને જ્યાં સુધી દેશની સમ્મિલિત ઇચ્છા દોરશે નહિ, જાતિના ભાગ્યનું નિયંત્રણ જ્યાં સુધી જાતિ પોતે

પોતાના હાથમાં લેશે નહિ, ત્યાં સુધી ખરા કલ્યાણના માર્ગો કાયમને માટે રૂંધાએલા જ રહેશે. અનેક દુઃખો વેઠયા બાદ, અનેક વર્ષોનો અનુભવ મેળવ્યા બાદ ઇરાનની જનતાને આ સત્ય સમજાયું હતું. તેથી જ તેઓનું લક્ષ્ય શાસનવ્યાપારમાં જાતિ આત્મસ્વત્વ પ્રાપ્ત કરે, જનતાના પસંદ કરેલા પ્રતિનિધિઓની પ્રતિનિધિસભા અગર મજલિસ રાજતંત્રના દોર હાથમાં લે તે તરફ હતું.

હમેશનો માંદલો શાહ મુજફ્ફર થોડા રોજથી પક્ષઘાતના અમલ હુમલાથી પથારીવશ થયો હતો અને મોતની રાહ જોતો હતો. આથી જનતાનો આ વિરોધ શાંત કરવા માટે તેને અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરવાનું મન થયું હતું અને તેથીજ તેણે પ્રજાની આ માગણીનો સ્વીકાર કરી ઓગસ્ટ માસમાં મજલિસ રચવા માટે હુકમ કર્યો. ઈ સ ૧૯૦૬ના ઓગસ્ટની ૫ મી તારીખે નીચે મુજબનું જાહેરનામું બહાર પડયું [1]

મહિમાન્વિત પરમેશ્વરે મામલિકી-મહારૂસા-ઇ-ઇરાનના [સુરક્ષિત ઇરાની રાજ્યના] સમૃદ્ધિ અને ઉન્નતિના માર્ગ નક્કી કરવાનો ભારે બોજો અમારા માથે નાખ્યો હોવાથી અને અમને ઇરાનની પ્રજા સમસ્તના સમસ્ત અધિકારના વાલી અને રક્ષક તરીકે નીમ્યા હોવાથી .....

1 Whereas God Most High (Glorious is His State!) hath intrusted to our hands the direction of the progress and prosperity of the well-protected realms of Persia, and hath constituted Our Royal Personage the Guardian of the Right of all the people of Persia of all our loyal subjects

"ઇરાનીઓના સુખ અને શાંતિ ખાતર, ખાસ કરીને ઇરાની સામ્રાજ્યનો પાયો દૃઢ અને ઊંડો નાખવા ખાતર આ રાજકીય જાહેરનામાથી અમે નક્કી કરીએ છીએ કે ઇરાની સરકાર અને સામ્રાજ્યના જુદા જુદા વિભાગોમાં વર્તમાન યુગના પ્રયોજન અનુસાર ઉચિત સુધારા કરવામાં આવશે. આ માટે અમે એવી વ્યવસ્થા દર્શાવીએ છીએ કે ઇરાનના રાજાઓ, ધર્મ ગુરુઓ, ખાનદાન માણસો, જમીનદારો, વેપારીઓ, કાજરવંશ અને જુદી જુદી વેપારી સંસ્થાઓ તરફથી નીમાએલા પ્રતિનિધિવર્ગવાળી એક મજલિસ અથવા વ્યવસ્થાપક મહાસભા તહેરાનમાં બોલાવવામાં આવશે. આ મજલિસ ઇરાની સરકાર, સામ્રાજ્ય અને પ્રજાના સ્વાર્થ સબંધમાં બધા વિષયોની ચર્ચા ચલાવશે અને તપાસ રાખશે. ઇરાનના કલ્યાણ માટેની બધી સુધારણા અમારી મંત્રી સભાની મદદથી કરશે અને વડા પ્રધાન મારફત અમારી પાસે તેઓના બધા ઠરાવો પેશ કરશે કે જેથી આ ઠરાવોને અમારી સમ્મતિ મળતાં તે અમલમાં મૂકી શકાય.

---

Therefore on this Occasion, Our Royal and Imperial judgment has decided, for the peace and tranquillity of all the people of Persia, and for the strengthening and consolidation of the foundations of the State, that such reforms as are this day required in the different departments of the State and of the Empire shall be effected, and we do enact that an Assembly of delegates elected by Princes, the Mujtahids, the kajar family, the nobles and notables, the landowners, the merchants and the guilds shall be formed and Constituted, by election of the classes above mentioned, in the Capital Teheren; which Assembly shall carry out the requisite

'આ જાહેરનામા મુજબ આપે [વડા પ્રધાને] મજલિસ રચવાના અને તેના કાર્ય માટેના યોગ્ય નિયમો રચવા કે જેથી ઇશ્વરકૃપાથી એ મજલિસ જેમ બને તેમ જલદી સ્થાપિત થઇ પ્રયોજનીય સન્સાર કાર્ય હાથમા લઇ શકે

આ સિવાય તમારે [વડા પ્રધાને] આ જાહેરનામુ પ્રગટ કરી પ્રજામા ફેલાવવાનુ છે, કે જેથી ઇરાનની પ્રજા તેઓના કલ્યાણ માટેનો અમારો આગ્રહ બરાબર જાણી શકે અને અમારા હિતાર્થે ઇશ્વરની પ્રાર્થના કરી શકે"

શાહે આ જાહેરનામું વડા પ્રધાનને મોકલ્યુ અને તેમણે શાહની ઇચ્છા મુજબ એ જાહેરનામુ પ્રજામા પ્રગટ કર્યું આ જાહેરનામુ બ્રિટિશ એલચીખાતામા જઇ ભરાએલા લોકો સમક્ષ વાચવામા આવ્યુ, એટલે તેઓએ પોતાનુ આશ્રય સ્થળ તજી ઘરનો રસ્તો લીધો

તે દિવસે તહેરાનમા મોટો ઉત્સવ થઇ રહ્યો મસ્જિદે મસ્જિદે

---

deliberations and investigations on all necessary subjects Connected with important affairs of the State and Empire and the public interests and shall render the necessary help and assistance to our Cabinet of Ministers in such reforms as are designed to promote the happiness and well-being of Persia and shall with Complete Confidence and security, through the instrumentality of the first Lord of the State, submit (their proposals to us) so that these having been duly ratified by us, may be carried into effect It is evident that, in accordance with this August Rescript, you will arrange and prepare a Code of regulations and provisions governing this Assembly and likewise the

નમાજો પઢાવા લાગી. રસ્તા આનદ કોલાહલથી ગાજી રહ્યા નવી મજલિસ સબધમા લોકોની ઉત્સુકતા વૃદ્ધિ પામવા લાગી. બાળક, વૃદ્ધ અને યુવાન સર્વ ચોવીસે કલાક "મજલિસ" અને "મારૂતા"ના સબધમા ચર્ચા ચલાવવા લાગ્યા.

આ ઉત્સવ દરમિયાન કૂમમા દેશનિકાલ થએલા આગેવાનોને માનપૂર્વક તહેરાન પાછા બોલાવવામા આવ્યા પ્રજાએ એ વીરોનુ સરઘસ કાઢ્યુ. આખા શહેરમા એ સરઘસ ફર્યુ અને "અલ્લા હો અકબર"ના ધ્વનિથી વાતાવરણુ કપવા લાગ્યુ

લાબા સમયથી ચાલતા આવેલા સ્વેચ્છાચાર મૂલક રાજતત્રના મૂર્તિમાન વિગ્રહ સ્વરૂપ પ્રબળ પ્રતાપી શહેનશાહ ઇ સ. ૧૯૦૬મા પહેલી જ વાર પ્રજાશક્તિ આગળ નમ્યો અને ઇરાનના રાજદ્વારી જીવનમા આ પહેલી સનદે આટલા દિવસ પછી નૂતનયુગના શુભાગમનની શરૂઆત કરી.

ways and means necessary to its formation, so that by the help of God Most High this Assembly may be inaugurated and may take in hand the necessary reforms

We likewise enact that you shall publish and proclaim the text of this August Rescript, so that all the people of Persia, being duly informed of our good intentions, all of which regard the progress of Government and People of Persia, may, with tranquil minds, engage in prayer for us

Given (under our hands) in the Sahib Qiraniyya Palace on the fourteenth of jumada the Second in eleventh year of Our Reign (August 5, 1906

પરતુ થોડા રોજ પછી વળી ગરબડગોટાળો પેદા થયો. કાવતગબાજ આઇન-ઉદ્-દૌલા અત્યાર સુધી દૂર હતો તે અકસ્માત તહેરાન આવી પહોચ્યો. અને દુર્બળ મનના શાહના કાનમા તેણે કોણ જાણે શી વાત ભરાવી દીધી કે મજલિસ સબધીના નવા નિયમો પર સહી કરવાની શાહે ચોક્ખી ના પાડી. તહેરાનમા વળી ઉશ્કેરણી ફેલાઈ ગઈ, ચોમેર દગાફિસાદના ભણકારા જણાવા લાગ્યા. શાહ બીજો અને તેણે અગ્રેજ તથા રશિયન એલચીની સલાહ મુજબ વળી આઇન-ઉદ્-દૌલાને તેના મૂળ સ્થાન ખોરાસાનમા ચાલ્યા જવાનો હુકમ કર્યો. ૧૦ મી સપ્ટેમ્બરને રોજ આખરે શાહે મજલિસના નિયમો પર સહી કરી.

આ નિયમો અનુસાર નક્કી કરવામા આવ્યુ કે —

૧ ઇરાનને ચુટણી માટે ૧૩ વિભાગમા [electoral area] વહેંચી નાખવામા આવશે.

૨ મજલિસની સભાસદ સખ્યા ૧૬૪ [ તહેરાનના ૬૨ + બહારના ૧૦૨ ] રાખવામા આવશે. અને જરૂર પડતા આ સખ્યા વધારી ૨૦૦ સુધી વધારી શકાશે.

૩. ૩૦ થી ૭૦ વર્ષની ઉંમરના પુરુષો મત આપી શકશે, પરતુ તેઓ ઇરાનની ફારસી ભાષા લખી વાચી શકતા હોવા જોઇએ. જમીનદારો ૧૦૦૦ તોમન [૨૦૦ પૌંડ] કીમતની સપત્તિના માલિક હોય તો તે મત આપી શકશે.

૪. પરદેશીઓ, સૈનિકો, લશ્કરી કે સરકારી અમલદારો અને ફોજદારી કાયદાથી દડાએલા માણસો મત આપી શકશે નહિ.

પ્રજા મજલિસની બેઠક માટે એટલી તો આતુર થઈ રહી હતી કે કેવળ તહેરાનના ૬૨ પ્રતિનિધિઓની ચુટણી પછી : "કે તરત

મજલિસની શરૂઆત કરવામાં આવી. ૭મી અક્ટોબર ૧૯૦૬ ને રોજ શાહ મુજફ્ફરે મુલ્લાંઓ, યુરોપિયન પ્રતિનિધિઓ અને બીજા આબરૂદાર માણસો સમક્ષ મજલિસની બેઠક ખુલ્લી મૂકી. શાહ અતિશય રોગી અને નિર્બળ હતો. તે મહા મહેનતે સિંહાસન પર ચઢી શક્યો હતો. એટલું જ નહિ પણ રિવાજ મુજબ ધૂમ્રપાન કરવાની નળી ઝાલવા જેટલી તાકાત પણ તેનામાં નહોતી. ગમે તે રીતે શાહ સિંહાસન પર નો ચઢ્યો. તરતજ મુખ્ય નકીબ [Chief Herald]ના હાથમાં મજલિસ શરૂ કરવાનું આજ્ઞાપત્ર આપવામાં આવ્યું. મુખ્ય નકીબે એકત્ર થયેલા સભાસદો સમક્ષ એ આજ્ઞાપત્ર વાંચ્યું. ત્યાર બાદ "રાષ્ટ્રીય મહાસભા" એ બંધારણ ઘડવાના વિસ્તૃત નિયમો ઘડવા માટે એક કમિટિ નીમી. પરંતુ જ્યારે આ કમિટિનો રિપોર્ટ મજલિસ સમક્ષ રજૂ કરવામાં આવ્યો ત્યારે માલમ પડ્યું કે મજલિસ સિવાય એક બીજી "પ્રતિનિધિ સભા" (Senate) ઉભી કરવી પડશે અને તેમાં સરકારે નીમેલા સભાસદોની બહુમતિ રહેશે આ સામગ્રી વગી જનતાએ ચળવળ ચલાવી. છેવટે ઘણી તકરારો બાદ ૩૦મી ડિસેમ્બરે આ બંધારણ ઉપર શાહ, તેના વારસ મહમ્મદઅલીમીર્ઝા અને વડા પ્રધાને સહી કરી. આ ૩૦મી ડિસેમ્બરની નિયમાવલી અનુસાર નક્કી કરવામાં આવ્યું કે જમીન મળખિના ફેરફારો, સરકારી સંપત્તિનો ટેરફેર, દેવું, રસ્તા અને રેલ્વે, સુલેહની શરતો નક્કી કરવી વગેરે અગત્યની બાબતોમાં મજલિસની રજા વિના કામ કરવામાં આવશે નહિ.

ત્યાર બાદ થોડે દિવસે મુજફ્ફર રોગથી પથારીવશ થઇ પડ્યો ઇ. સ. ૧૯૦૭ના જાન્યુઆરીની ૮ મી તારીખે તે મરણ પામ્યો. મુજફ્ફરના મરણ સાથે ઇરાનના લડાયક જીવનનો મુખ્ય વિભાગ પૂરો થયો. તેના વારસ મીર્ઝા મહમ્મદઅલીના રાજ અમલમાં ઇરાનનું રાજનૈતિક જીવન દિનપ્રતિદિન ગૂંચવાયા ભરેલું બનવા લાગ્યું.

## પ્રકરણ ૬ ઠું
### ચગદાએલી પ્રજા

મુઝફ્ફરના મરણ બાદ ૧૧ દિવસ પછી [૧૯ મી જાન્યુઆરી] નવા શાહ મીરઝા મહમ્મદઅલીનો રાજ્યાભિષેક થયો. થોડા દિવસમાં જ ઇરાનની પ્રજાને માલમ પડ્યું કે નવી પ્રજાને આદરમાન આપવાનું તો દૂર રહ્યું પરંતુ ઉલટો એ સત્યહીન શાહ બંધારણને ઠોકરે મારી ફરીથી સ્વેચ્છાચારી તંત્ર સ્થાપવા મરણિયો બન્યો છે. જે નીતિને અનુસરી તેણે રાજતંત્રની શરૂઆત કરી તે નીતિને લીધે દેશમાં કેવડો મોટો ખળભળાટ થશે તે વસ્તુ એ જાણતો હતો છતાં અજાણ બની રાષ્ટ્રીય ચળવળને મૂળમાંથી ખોદી નાખવા અપાર જુલમ ગુજારવાની પ્રતિજ્ઞા લઈ બેઠો.

રાષ્ટ્રીય પક્ષનું અપમાન કરવા માટે રાજ્યાભિષેક વખતે શાહે મજલિસના કોઈ પણ સભાસદને આમંત્રણ આપ્યું નહિ. તેની પ્રેરણાથી પ્રધાનોએ પણ મજલિસમાં હાજર રહી સભાસદોના પ્રશ્નોના જવાબ આપવાનો અસ્વીકાર કર્યો. બંધારણને તરછોડી મજલિસની જાણ બહાર મહત્વના કાર્યો થવા લાગ્યાં. મજલિસની રજા સિવાય સરકાર કોઈ પણ પ્રકારનું દેવું કરી શકે નહિ એવો નિયમ હોવા છતાં મંત્રી સભાએ મજલિસની અવગણના કરી અંગ્રેજ અને રશિયનો પાસેથી ચાર લાખ પૌંડનું દેવું કરવા માટે વાતચીત ચલાવી. આ દરમિયાન શાહે આ ઘર્ષણને એક બનાવથી વધારે વેગ આપ્યો.

નાસિરદ્દીનના રક્ષણશીલ અને ઉન્નતિના વિરોધી વૃદ્ધ મંત્રી આતાબેગ-ઈ-આઝમ આસગરઅલ્લીને બોલાવી વડો પ્રધાન બનાવ્યો.

આ વૃદ્ધ છેલ્લાં ત્રણ વર્ષથી યુરોપ અને એશિયાના જુદે જુદે સ્થળે મુસાફરી કરતો ફરતો હતો. હવે તે તહેરાન આવ્યો અને નરમપંથી રાજભક્તો સાથે મળી રાષ્ટ્રીય અથવા ઉદ્દામપંથી પણ વિરુદ્ધ બંધારણને તોડી પાડવા મંડી પડ્યો. તે નવું દેવું કરવાની વેતરણમાં પડ્યો. પરંતુ જાગ્રત જાતિના આગળ ધસતા વેગને અટકાવવાના પાપનું પ્રાયશ્ચિત તેણે પોતાના દેહના બલિદાન વડે કર્યું. ઑગસ્ટ માસની ૩૧ મી તારીખે સાંજે એક દિવસ મજલિસમાંથી ઘેર જતી વખતે રસ્તામાં ગોળીબાર વડે તેનું ખૂન કરવામાં આવ્યું અને તેના મરણ બાદ પરદેશી દેવાનો પ્રશ્ન ઉભો થયો જ નહિ. કારણ કે અકાળ મૃત્યુને ભેટવા જેટલું સાહસ બીજા કોઈમાં હતું નહિ. હવે શાહને પ્રજાને પ્રિયપાત્ર, ઓક્સફર્ડ યુનિવર્સિટિમાં કેળવણી પામેલા નાસિર-ઉલ-મુલ્કને વડા પ્રધાનની પદવી આપવાની ફરજ પડી.

શાહ જેમ જેમ મજલિસને દાબી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેમ તેમ મજલિસ દેશવાસીઓને પ્રિય થઈ પડવા લાગી.

આત્મશક્તિમાં વિશ્વાસ મનુષ્યને ચકચુર બનાવે છે: તેથી તહેરાનમાં તે સમયે ઉત્સાહનો પાર નહોતો. નાના, મોટા, કેળવાએલા, અભણ બધા ઉત્સાહથી ચકચુર બન્યાં હતાં. લોકોનાં ટોળેટોળાં મજલિસમાં જઈ ઓરડા અને ઓસરીઓને ભરી દેતાં હતાં. ચર્ચા, વાદવિવાદ વગેરેનો પાર નહોતો. કલાકોના કલાકો સુધી લોકો મજલિસની વાદવિવાદપૂર્ણ ચર્ચા સાંભળતા હતા. ઇરાની ગાલીચા પર બેઠેલા પ્રતિનિધિઓની ચર્ચા પણ આટલો બધો જનસમારોહ જોઈ ઉત્સાહ પૂર્ણ બનતી હતી. નવીન ઉત્સાહની આ ઉશ્કેરણીને, સ્વતંત્રતાના

પ્રથમ સ્વાહના ઉશ્કેરાટને અંગ્રેજોના નવા એલચી સર્ચીગ રાઇસે ઈંગ્લાંડ સર એડવર્ડ એને લખેલા પત્રમાં વ્યંગમાં જણાવતાં લખ્યું છે "જેની જેવી ઇચ્છા તેમ બોલી જાય છે. કોઈ પણ પ્રકારના નિર્ણય પર ભાગ્યે જ અવાય છે. ઇત્યાદિ..."[1]

ગામડે ગામડે, નગરે નગર, નવીન યુગના સમાચાર, નવા યુગન વિચારો અગ્નિની માફક ફરી વળ્યા છે. બહારગામ સાથે તાર દ્વારા વિચારોની આપ લે થયા કરે છે. તહેરાનમાંથી પ્રજામતનો પ્રચાર કરવા માટે અનેક માસિકો, દૈનિકો, પત્રિકાઓ બહાર પડે છે અને તીખી તમતમતી ભાષામાં નવા યુગના શક્તિ મંત્રોનો પ્રચાર કરે છે. પરદેશી યુરોપિયન સત્તાઓ—અંગ્રેજ અને રશિયન—તરફ પણ દ્વેષભાવનો પાર નથી. કારણ કે જનરવ હતો કે એ બન્ને સત્તા ઇરાનમાં પોતાની લાગવગ સ્થાપવા અંદરો અંદર સમાધાની પર આવી છે અને તે સંબંધીના સંદેશા લગભગ સંપૂર્ણ થવા આવ્યા છે. વર્તમાનપત્રો ઇરાનને ખુણે ખુણે ફરી વળ્યાં છે. પ્રજા એકત્ર થઈ એ બધાં વર્તમાનપત્રોને વાચતી, તેના પર ચર્ચા કરતી અને આ રીતે ઉશ્કેરણીનો પ્રવાહ વધતો જતો હતો.

આ તરફ દરેક શહેરમાં "અંજુમન" સ્થપાવા લાગી. દેશની સ્વતંત્રતાના મુશ્કેલ માર્ગને સરળ કરવા માટે આ બધી અંજુમનો કામ કરવા લાગી. અંજુમનનો એક પ્રકાર પ્રજાના હિત માટે સ્થપાએલા જાહેર સંઘ રૂપ હતો. તેને સરકારી (Official) અંજુમન કહેવામાં આવતી. સરકારી દરેક વિભાગ અને મ્યુનિસિપાલિટી વગેરેની

1 "Any member may speach on any subject and a Conclusion is rarely arrived at..." "The public...are allowed to interrupt and even to speak.

સાથે જોડાએલી એક એક પરિષદ હતી તેનો ઉદ્દેશ પરસ્પર સહકાર કરવાનો હતો.

આ સિવાય એક બીજી જાતની અંજુમન પણ હતી. તેનો કાર્યક્રમ રાજદ્વારી કાર્યક્રમ છૂપી રીતે આગળ ચલાવવાનો હતો. ફ્રેંચ વિપ્લવ વખતે જેમ ફ્રાંસમાં અગણિત કલબો રચપાઈ વિપ્લવનાં સૂત્રોનો પ્રચાર કરતી હતી તેમ ઇરાનમાં પણ ટુંકી નજરવાળા શાહની ઉદ્ધતાઈ અને અત્યાચારી વર્તણુંકથી જનશક્તિ આકરા માર્ગ સ્વીકારવા તત્પર બની હતી અને એને પરિણામે 'અંજુમન'થી ઓળખાતી છૂપી સમિતિઓ આખા દેશમાં છવાઈ રહી હતી. સરકારની શક્તિ જ્યારે સત્તાના ગર્વથી માઝા મૂકતી ત્યારે આવા સંઘોમાં જોડાએલા ઉગ્રપંથીઓ નિષ્ઠુર આઘાતથી તેને શિક્ષા કરવા તૈયાર થતા. શહેરેશહેર તેઓના મોકલેલા પ્રતિનિધિઓ વિપ્લવનાં બી વાવતા ફરતા, અને અંજુમનની સ્થાપના કરતા. દેશ સમસ્તમા આવી સમિતિઓની સત્તા અસંભવિત પ્રમાણમાં વધી પડી હતી. અને પ્રબળ પ્રભાવવાળો શાહ મીરઝાં મહમ્મદઅલી પણ આ સમિતિની કાર્યપ્રણાલિથી ડરતો હતો. વડા પ્રધાન આતાબેગ-ઇ-આઝમને આવી 'અંજુમન'ના એક સભાસદે મારી નાખ્યો હતો. ખૂનીએ એક કાગળના ટુકડા પર પોતાની ઓળખાણ લખી રાખી હતી. "અબ્બાસ આગા. મહાજન. અઝરબૈજાન. અંજુમનનો સભાસદ. સ્વદેશી ફિદાઈ (સાધક), ૪૧ નંબર." આવી અંજુમનોની આબરૂ એટલી બધી હતી કે મજલિસમા પણ તેની મહત્તા છવાઈ પડી હતી. એટલુંજ નહિ પણ મજલિસની કાર્યપ્રણાલિને પણ આ સભાઓ સંયમમાં રાખતી હતી.

આતાબેગના ખૂન પછી ઘણા દિવસ સુધી તહેરાનમાં અવ્યવસ્થાનો પાર રહ્યો નહિ. આ દરમિયાન સેંટ પિટર્સબર્ગમા પ્રખ્યાત એંગ્લો-રશિયન સંધિપત્ર (Anglo-Russian Convention, Aug.

31, 1907) પર સહી કરવામા આવી અને આથી ઇરાન પર નવીન ભયની છાયા છવાવા લાગી. આ સંધિથી બે હરીફ સત્તાઓ એકબીજાનો દ્વેષ તજી એકત્ર થઈ ઇરાનને વહેંચી લેવા તત્પર બની. કાગળ પર ઇરાનની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો છતા કરમાનશા, ઇસ્પહાન, યઝદથી અફઘાન સીમા સુધી આખો ઉત્તર ઇરાન રશિયાની લાગવગ (Sphere of Influence) નીચે આવ્યો. અને બંદર અબ્બાસ અને કરમાનથી અફઘાનિસ્તાન સુધીનું-દક્ષિણ ઇરાન અંગ્રેજોની લાગવગ માટેનું સ્થાન હતું. આ બંને સરહદ વચ્ચેનો પ્રદેશ તટસ્થ તરીકે સ્વીકારવામા આવ્યો, છતા બંને રાજશક્તિના પ્રવર્તન માટે છૂટો રહ્યો. આ સંધિ મુજબ રશિયાએ અફઘાનિસ્તાન અને તિબેટ પર અંગ્રેજોની સત્તા સ્વીકારી લીધી, અને તેના બદલામા અંગ્રેજોએ રશિયાને ઇરાનના મોટા પ્રદેશ પર લાગવગ સ્થાપવાની સત્તા સોંપી દીધી. આ કારણથી ઇરાનનો મોટો ભાગ રશિયન લાગવગ નીચે આવી ગયો. આ સિવાય હિંદના વડા સેનાપતિ લોર્ડ કિચનરે ઇરાનમા આથી વધારે સ્થાન, સૈન્ય અને હથિયારો વડે રક્ષણ કરવાની તપાસની જવાબદારી માથે લેવાનું સ્વીકાર્યું નહિ. આ ખાતર પણ અંગ્રેજોને ઇરાનમા રશિયાની લાગવગ નીચે વિશાળ ભાગ જવા દેવો પડ્યો.

બધાની અજાણમા આ બન્ને બળવાન પરદેશી રાજ્યો વચ્ચે રાતોરાત આ સંધિ થઇ ચૂકી. સંપત્તિના ખરા માલિકને જણાવવા જેટલી સભ્યતા પણ તેઓએ દર્શાવી નહિ. તેના અભિપ્રાયની પણ તેઓએ પરવા કરી નહિ. આથી ઇરાનનું આત્મ સન્માન ઘવાયું. પરિણામે પરદેશી પ્રત્યેનો દ્વેષ બમણો વધી ગયો. બજારે બજારે લોકોનાં ઉશ્કેરાયેલા ટોળા એકત્ર થવા લાગ્યા.[1]

1 "The persian people decidedly resented having their country 'partitioned" overnight, even by imaginary

આ તરફ શાહ પણ નવરો બેઠો નહોતો. દેશની જાગૃતિને ગુંગળાવી મારવાના પ્રયત્નો કરવામાં તે જરા કે પાછો પડતો નહોતો. મજલિસને તોડી પાડવા એ છૂપા કાવતરાં કર્યે જતો હતો. આ કામ માટે જોઈતાં માણસો પણ તેને મળી રહ્યા હતાં. ગુલામી વેઠતી પ્રજાનાં ઇતિહાસમાં હમેશા આવા માણસોનો તોટો પડ્યો માલુમ નથી. દેશના ગળામાં ફાંસીનુ દોરડુ ઘાલનારા સ્વદેશ દ્રોહીઓ સર્વત્ર મળી રહે છે. ઇરાનમાં પણ તેમજ બન્યુ. નવયુગની ખુલ્લી આંખો હવા જો જે જુના વિચારના અતિરૂઢ માણસોના શ્વાસને અટકાવવાનો પ્રયત્ન કરતી હતી, તે તે લોકો શાહના પૈસાથી લલચાઇ નવજાગ્રત જનશક્તિની સામે બાથ ભીડવાને તૈયાર થયા. કુશળતાપૂર્વક રૂપેરી પ્રસાદ રેલાવી ગામડામા પણ અશાંતિ ફેલાવવામાં આવી, અને મજલિસ વિરુદ્ધ ચળવળ ઉભી કરવાના પ્રયત્નો થવા લાગ્યા. શાહના ખજાનામા જે કઇ રોકડ નાણુ હતુ તે દ્વારા લશ્કરને પણ થોડા રોજ વશ કરવામા આવ્યુ.

સામા પક્ષને થોડો વખત ભ્રમમા રાખવા ખાતર અને પોતાનો પ્રાણ બચાવવા ખાતર શાહે ૧૨ મી નવેમ્બરને રોજ મજલિસની બેઠકમા હાજરી આપી અને બંધારણને જાળવી રાખવા માટે પ્રતિજ્ઞા લીધી. આ રીતે તેણે આ ચોથીવાર બંધારણને અનુસરવાની પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ જ્યારે કાવતરુ સંપૂર્ણ થયુ ત્યારે તેણે પોતાનુ અસલ રૂપ પ્રગટ કર્યું. ડિસેમ્બર માસમા તકરાર વધી પડી. પ્રધાનમંડળના રાજભક્ત સભાસદો, રાષ્ટ્રીયતાના તીવ્ર વિરોધી બે

---

Geographical lines drawn by self styled friendly Governmen to who proclaimed so unequivocally their mutual engagement to respect the integrity and independence of persia "

પ્રધાનો, સાદ-ઉદ-દૌલા અને અમીર બહાદુરને બરતરફ કરવાની અરજી શાહે નાકબૂલ કરી. તેથી ૧૪ મી ડિસેમ્બરે પ્રધાનમંડળે રાજીનામુ આપ્યુ. બીજે દિવસે શાહે વડા પ્રધાન નાસિર-ઉલ-મુલ્ક અને પ્રધાનમંડળના સભાસદોને મહેલમા બોલાવી ગિરફતાર કર્યા. વડાપ્રધાનના નોકરે નાસી જઈ બ્રિટિશ એલચી ખાતામા ખબર આપી કે નાસિર-ઉલ-મુલ્કનું ખૂન કરવામા આવશે. અંગ્રેજ એલચીએ તરત આ બાબતમા હાથ નાખ્યો અને તેથી પ્રધાનમંડળને છોડી મૂકવા આવ્યુ. બીજે દિવસે સવારમા વડા પ્રધાને યુરોપ તરફ કુચ કરી અને પોતાની જીંદગીને ભયમાથી મુક્ત કરી લીધી.

શાહ પોતાના લશ્કરને તે દિવસની રાતે છેલ્લો પ્રયત્ન કરવા મા તૈયાર કરવા લાગ્યો. તે સામે રાષ્ટ્રીય પક્ષ પણ આખો દિવસ આખી રાત સામે પ્રતિઘાત કરવા માટે તૈયારી કરવા લાગ્યો. સંધ્યાકાળના ઝાંખા પ્રકાશમા અંજુમનના હથિયારબંધ સભાસદો ટોળાબંધ બને બહારિસ્તાન બાગ, મજલિસ ભવન અને સિપહસાલાર મસ્જિદમા ધીમે ધીમે છવાઈ ગયા. ગતોગત લગભગ ૩૦૦૦ માણસો મજલિસના બચાવ માટે મરણ પર્યંત ખડા રહેવાની પ્રતિજ્ઞા લઈ આવ્યા હતા. બહારગામથી સહાનુભૂતિના સંદેશા આવવા લાગ્યા. કાઝવિનથી હથિયારબંધ મુજાહદીન દલ (Warriors Holy war) તહેરાન તરફ રવાના થયુ અને તબ્રિઝમાથી પણ ગુસ્સે થએલા ઘોડેસ્વારો અત્યાચારને છેવટની હદે લઈ જવા માટે રવાના થઈ ચૂક્યા. ચળવળ હજારો માણસોની બની શાહના ચૂરેચૂરા કરવા તત્પર બનવા લાગી. શાહે બીકના માર્યા વળી જનશક્તિ આગળ માથુ નમાવ્યુ અને તરત નિર્દોષની માફક સાદદૌલા અને અમીર બહાદુરને પદભ્રષ્ટ કરી કાનને પકડે

આ બનાવથી રાષ્ટ્રીય ચળવળમાં નવીન જાગૃતિ આવી, પરંતુ તે સાથે શાહની ખટપટ પણ વધવા લાગી. વિરોધ ઓછો કરી પ્રજાશક્તિ સાથે સમાધાન કરવા માટે એક સમાધાન સમિતિ પણ નીમવામાં આવી. પરંતુ છૂપાં કાવતરાં બંધ પડ્યાં નહિ. ત્યાર બાદ ઈ. સ. ૧૯૦૮ ના ફેબ્રુઆરીની ૨૮મી તારીખે તહેરાનમાં ફરતી વેળા મહમદઅલી શાહની મોટર ગાડી ઉપર બે બોમ્બ ફેંકવામાં આવ્યા. પરંતુ શાહ તે વખતે પોતાની મોટરમાં નહોતો, કોઇ બીજી મોટરમાં મુસાફરી કરતો હતો. આ ઘટના બન્યા પછી શાહની વૃત્તિ ભયંકર બની ગઇ; પરંતુ બહારથી તો હજુ તે શાંતિ જ દર્શાવવા લાગ્યો. ચોમેર તદ્દન નિસ્તબ્ધતા રેલાઇ રહી હતી. તોફાન પહેલાની ભયંકર શાંતિની માફક આખો દેશ સુનકાર બની રહ્યો. કોઇ અજાણી આશંકાથી તહેરાનની પ્રજા બીકમાને બીકમા દિવસો ગુજારવા લાગી.

મે માસમાં સમાધાન માટેનો એક છેલ્લો પ્રયત્ન કરવામાં આવ્યો. શાહે પોતાની તરફથી છ સભાસદો નીમવાની સંમતિ આપી, પરંતુ એ નીમાએલ સભાસદો તહેરાનની આજુબાજુ રહી કાવતરાં રચવામાં રોકાઇ રહ્યાં અને તેથી દ્વેષ ઉલટો વધવા લાગ્યો.

જુન માસમાં એકાએક શાહે પોતાનું તહેરાનમાનું રહેઠાણ બદલ્યું. તહેરાન બહાર આવેલા 'બાગ-ઇ-શાહ'માં જઇ તે આજુબાજુથી સૈન્ય એકત્ર કરવા લાગ્યો. આથી રાષ્ટ્રીય પક્ષ પણ વિમાસણમા પડ્યો. બધી અંજુમનોના પ્રતિનિધિવાળી એક સમિતિ નીમાઇ અને તેને આત્મરક્ષણ માટેની કોઈ પણ પદ્ધતિ શોધી કાઢવાનું કામ સોંપાયુ. છૂપી લડાયક તૈયારીઓ પણ થવા લાગી. હજારો હથિયારબંધ લડવૈયાઓ મજલિસની ચોગેર એકત્ર થવા લાગ્યા. શહેરનો ધનવાન વર્ગ લડાઇ માટે જોઇતો પૈસો પુરો પાડવા લાગ્યો. આ તરફ કેટલાક આગેવાનોને શાહે 'બાગ-ઇ-શાહ'માં બોલાવી કેદ કર્યા, કોઇક લશ્કરના આગેવાન

કર્નલ લિયાખ્રૂના અધ્યક્ષપણા નીચે શહેરમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો. ૧૧ મી જુને પચીસ કોઝેક સૈનિકોએ આવી શાહને નામે એકત્ર થએલા બહારવટીઆઓને વિખેરાઈ જવાનો હુકમ આપ્યો. ત્યાર બાદ થોડા દિવસો વળી અનિશ્ચિત સંદેહવાળી દશામાં પસાર થયા. ૨૩ મી જુને સવારના પહોરમાં તોપની ઘોર ગર્જનાથી તહેરાન વાસીઓની ઉંઘ ઉડી ગઇ. લોકોને ખાત્રી થઇ કે મહમદ અલી શાહે ઈરાની પ્રજાની પ્રિય ગણાતી સંસ્થા મજલિસને તોપના ગોળાથી ઉડાડી દેવા માટે પોતાની શક્તિનો બધો ભાગ બહારિસ્તાનના બાગમાં મોકલ્યો છે. મજલિસની ફક્ત ખોટી જનશક્તિને હમેશને માટે લુપ્ત કરવા માટે લિયાકફે એક હજાર કોઝેક સૈનિકો લઇ આવી પહોંચ્યો હતો, સાથે તોપો અને બંદુકોના સરંજામનો પાર નહોતો. તેઓએ આવનાવેત ગોળીબાર કરી, બાર સ્વયંસેવકોને મરણના માર્ગમાં મોકલી દીધા અને ત્યાર બાદ લગભગ આઠ કલાક સુધી મૃત્યુ સાથે કુસ્તી ખેલ્યા બાદ રાષ્ટ્રીય પક્ષ લગભગ નાશ પામ્યો. મજલિસ અને મસ્જિદ ખેદાનમેદાન થઇ ગયા અને રાષ્ટ્રીય દલના બાકી રહેલા આગેવાનો યુરોપ ભેગા થઇ ગયા. મુક્તિના માર્ગે ચાલનારા મુસાફરોના હૃદયમાંથી નીકળતી રૂધિરધારા વડે તે દિવસે ઈરાનની સુંદર ભૂમિ રંગાઇ ગઇ હતી. મદમાતી પશુશક્તિની તે દિવસની નિર્લજ્જ બર્બરતાની કથા એ દલિત જાતિના મર્મસ્થળમાં હમેશને માટે છપાઇ રહી છે.

બંને પક્ષના માર્યા ગએલા અને ઘાયલ થએલાની સંખ્યા ઓછી નહોતી. ત્યાર બાદ શહેરના લોકો ફરીથી બંડ ન ઉઠાવે તે માટે લિયાકફના લશ્કરે આખી રાત શહેર લૂટ્યું અને બીજા અસંખ્ય અત્યાચારો કર્યા. મધરાતના સુમસુમાકાર પહોર વખતે આબરૂદાર લોકોના ઘરમાં નાના પ્રકારના અકથ્ય જુલમો વર્તાવવા લાગ્યા. રાષ્ટ્રીય

પક્ષના નેતાઓનાં મકાને ખેદાનમેદાન કરી નાખવામાં આવ્યાં. ૩૦ આગેવાનોને પકડવામાં આવ્યાં અને તેમાંના કેટલાકને ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યાં. પ્રખ્યાત વક્તા માલિક-ઉલ-મુતાકલીમીન અને ઉપ્રપથી સંપાદક મીરઝાં જહાંગીરખાનને પણ ફાંસી આપવામાં આવી. પ્રખ્યાત નેતા તાકીઝેદાએ નાસી જઈ જીવ બચાવ્યો.

આ જૂલમથી થોડા સમય માટે તો એમ જ લાગ્યુ કે દેશનું ચૈતન્ય સદાને માટે મરી પરવાર્યું. પરંતુ ભાગ્યવિધાતા છૂપી રીતે દેશના ગૌરવશાળી ભવિષ્યને પ્રજ્વલિત કરતી હતી અને સત્યને અણધાર્યા માર્ગે જયયુક્ત કરવાની તૈયારીથી દેશમાં ઠેકઠેકાણે અમાપ શક્તિ એકત્ર કરી રાખતી હતી.

## પ્રકરણ ૭ મું

### ઘેરાતું વાદળ

તાહેરાનની સ્થિતિ જોનારને એવો જરૂર જ ભાસ થાય તેમ હતું કે એક મહાન જ્વાળામુખીનો ધુધવાટ આ શાંત અને નિસ્તબ્ધ શહેરની અંદર સમાઈ રહ્યો છે બહારથી બધું શાંત સ્તબ્ધ જણાતું હતું પ્રજાની આટલી બધી ચળવળ પ્રજા પ્રત્યેના આટલા બધા અત્યાચારો નજરોનજર નિહાળતા છતાં જે લોકો નિર્વિકારીની પેઠે દહાડા ગુજારતા હતા તમાકુ ફૂંકતા અને ઘેમાં મ્હાતા હતા તેઓ તો સવારના પહોરમાં વખતસર દરરોજની માફક દુકાનો ઉઘાડતા વેપાર કરતા અને શાંતિથી ઘેર જઇ ગુજરાન કરતા હતા. તેઓને કંઈ વિગત પૂછતા તેઓ તો કોઈ પણ ચળવળ અગર વિપ્લવની સંભાવનાને ગાંડાઈ ગણી ઉડાવી દેતા હતા

પરંતુ જાગ્રત જાતિનો આત્મા જાગી ઉઠયો હતો તેઓમાંના જેઓ નવયુગના વિચારોને ગળા સુધી ગળી જઈ મસ્ત બન્યા હતા તેઓ લાભ–હાનિનો વિચાર કર્યા સિવાય ગમે તેવા સાહસમાં કૂદી પડવા તૈયાર હતા આ તરુણ ઇરાનીઓની ચળવળને દેશના અનુભવ સાગર ગણાતા વૃદ્ધો હસી કાઢતા હતા અને તેઓના દેશને સ્વતંત્ર બનાવવાના તનતોડ પ્રયાસને સ્વપ્ના ગણી, બાળકોની રમત માની ઉડાડી દેતા હતા આ તરુણ માનવીઓ જ્યારે પ્રાણને પણ તુચ્છ

ગણી શાહની જોહુકમી પ્રત્યે પોકાર ઉઠાવતા હતા, ત્યારે આ અતિવિજ્ઞ ગણાતા મહાપુરુષો નફાતોટાની આંટીઘુંટીમાં જ અટવાયા કરતા હતા.[૧]

પરંતુ તહેરાનમાં જ્યારે કઠોર લશ્કરી કાયદા નીચે મૃત્યુની શાંતિ પ્રવર્તતી હતી ત્યારે આખા દેશમાં અવ્યવસ્થાનો પાર નહોતો. રાજબંધારણ શિથિલ પડી ગયું હતું અને ચોમેર અંધાધુંધી અને અસંતોષે સ્થાયીપદ મેળવ્યું હતું. અંજુમનના કામદારો ચોમેર બળવાનાં બીજ ફેલાવ્યે જતા હતા. પરિણામે સર્વત્ર બળવો વિશાળરૂપ ધારણ કરતો જતો હતો.

ઇરાનની ઉત્તર સરહદ પર આવેલા રેસ્ટ શહેરમાં કોકેશિયામાંથી અગણિત બંડખોરો ઉતરી આવ્યા હતા. તેઓની પાસે પુષ્કળ બોમ્બ, પિસ્તોલો અને આધુનિક જમાનાની રાઇફલો હતી. તેઓએ આવતાં વેંત ત્યાંના ગવર્નરનું ખૂન કર્યું અને નવું રાજતંત્ર સ્થાપ્યું. શહેરના બદમાસો અને ગુંડાઓ તેઓને આવી મળ્યા અને બળવાખોરોના હથિયારરૂપ બન્યા. સરકારી ઓફિસો પર હલ્લો કરવામાં આવ્યો અને તેના રક્ષણ માટે જે કંઇ થોડું ઘણું લશ્કર રાખવામાં આવ્યું હતું તે લડતાં મરણ પામ્યું. તહેરાનમાં આ સમાચાર પહોંચતાં જ ત્યાં ભારે ઉશ્કેરણી ફેલાઇ રહી. શહેરમાં રાજશક્તિનું પ્રદર્શન કરવા માટે લશ્કરીઓની કુચ થવા લાગી. ઠેરઠેર લશ્કરને ફેરવવામાં આવ્યું અને દરેક રસ્તાના નાકા ઉપર સૈનિકો ખડા કરી દેવામાં આવ્યા.

એક દિવસ તહેરાનના રાજમાર્ગ પર ત્રણ જણ ઉતાવળા ચાલ્યા જતા હતા. પોલિસની નજર તેમના પર પડી. પોલિસે તેઓની પાસે

૧ "The people were indifferent, and the excitement was confined to a small section of the community which, for lack of a better word may be termed, young Persians."

બોમ્બ છે એના શકથી તેમને કેદ પકડ્યા. તેમાના એકને તો તરત જ ફાંસી દેવામા આવી અને તેનુ શબ શહેરમા એક દરવાજા આગળ લટકાવવામા આવ્યુ. બીજે દિવસે આ દૃશ્ય જોવા માટે લોકોના ટોળેટોળા આવવા લાગ્યા અને શહેરમા વળી એક ઉશ્કેરાટનુ મોજુ ચોમેર ફરી વળ્યુ બાકી રહેલા બે જણને બબ્બે દિવસને આંતરે ફાંસી દેવામા આવશે એવુ નક્કી કરવામા આવ્યુ, પરંતુ દરમિયાન બાતમી મળી કે જે આસામીઓને કેદ પકડ્યા હતા તે તો બ્રિટિશ એલચીખાતાના કાગળો લઈ જનારા કાસદો હતા બોમ્બની વાત તો તદ્દન કાલ્પનિક હતી. બ્રિટિશ એલચીખાતામા મહાજને જઈ આશરો લીધો ત્યારેજ આ લોકો પર શાહની વિષદૃષ્ટિ પડી હતી અને અત્યારે તેનો બદલો લેવાયો હતો. સર્વ દેશોમા નિર્દોષના પ્રાણના બદલામા સ્વેચ્છાચારી રાજ શક્તિ આવી રીતેજ પોતાની સિદ્ધ પૂરી પાડે છે. આ બનાવથી સર્વત્ર ભારે ઉશ્કેરણી ફેલાઈ રહી.

એક બીજા બનાવથી લોકોનો શાહ પ્રત્યેનો દ્વેષ વધારે તીવ્ર થઈ પડ્યો તહેરાનની નજીક આવેલી શાહ અબ્દુલ આઝિમની મસ્જિદમા ચાર અમલદાર લોકોને ઘાતકી રીતે મારી નાખવામા આવ્યા એમાના ત્રણ મુલ્લાઓ હતા. થોડા દિવસ પહેલા શાહનો પક્ષ છોડી તેઓ રાષ્ટ્રિય પક્ષમા ભળ્યા હતા અને તેથી શાહની તેના પર કોપ દૃષ્ટિ હતી આ ખાતર તેઓ પોતાના રક્ષણ માટે શાહ અબ્દુલ આઝિમની મસ્જિદમા જઈ ભરાયા હતા. પરંતુ એક દિવસ મધરાતને સુમારે તહેરાનથી કેટલાક ભાડુતી ગુડાઓ મજકુર મસ્જિદમા જઈ ચડ્યા. તેઓની સાથે પુરતા હથિયારો હતા અને શરીર પર શાહી ચોપડેલી હતી ચોમેરથી મકાનને ઘેરી લઈ, બારણા ભાગી તેઓ અંદર પેઠા અને ત્યારબાદ જૂલમો કરવા શરૂ કર્યા એ ચાર જણાના શરીરને

રિવોલ્વરની ગોળીઓથી વીંધી નાખવામા આવ્યા અને પછી તેના પર બેયોનેટના ઘા કરવામા આવ્યા. આથી તેમના શબો ક્ષત વિક્ષત થઇ ગયા. આ અત્યાચાર કોણે ગુજાર્યો તે કોઈ જાણી શકયુ નહિ. પરતુ લોકોના સમજવામા જવાબદાર કોણુ છે તે બરાબર આવી ગયુ હતુ. ચોમેર અશાતિના મોજા ઉછળ્યા છતા આ બાબત કોઈપણુ જાતની તપાસ કરવામા આવી નહિ શાહ પણુ બીજા નવા અત્યાચારો ક્રના તરફ પોતાની નજર દોડાવવા લાગ્યો ઉત્તરમા તબ્રિજ શહેરમા પણુ રાષ્ટ્રીય પક્ષ બડનો વાવટો ફરકાવી સબળ બનતો હતો ત્યા પણુ રાજપક્ષ સાથે રાષ્ટ્રીય પક્ષને રસ્તાઓમા વારવાર ઝઘડા થતા હતા આખુ શહેર લગભગ બડખોરોને તાબે જ હતુ એમ કહી શકાય તહેરાનથી આવતુ રાજસૈન્ય વારવાર હાર પામતુ હતુ અને નિસ્તેજ બની બેઠુ હતુ. ઉત્તરનો આ બળવો ધીમે ધીમે દક્ષિણુ તરફ પણુ ફેલાતો જતો હતો

દક્ષિણના ઇસ્પહાનની નજીક બળવાન બખ્તિયારી જાતિ પ્રબળ બનતી જતી હતી ઇસ્પહાનનો ગવર્નર ભારે જુલમી અને સ્વાર્થી હતો તેથી પ્રજા તેના તરફ ઉકળી રહી હતી સ્થાનિક વ્યવસ્થાપક સભાને ઉવેખી વાર્ષિક કર એક વખતને બદલે ત્રણુવાર વસુલ કરી તેણે ઇસ્પહાન વાસીઓને લગભગ ગાડા બનાવી દીધા હતા આ દરમિયાન તક જોઈ બખ્તિયારીઓના મુખિયા (સરદાર) સામ સામ્સિ સુલતાન એક હજાર ઘોડેસવારો સાથે ઇસ્પિહાનના દરવાજા પાસે આવી પહોચ્યો શાહનું લશ્કર ધૂળની માફક વેરણુછેરણુ થઈ ગયુ અને ગવર્નરને બ્રિટિશ એલચી ખાતામા આશ્રય લેવો પડયો. શહેરવાસીઓએ શાત ચિત્તે વિજયી બખ્તિયારી સરદારને આદરમાન આપ્યુ

લારિસ્તાનના આગેવાન સૈયદ અબ્દુલ હુસેન ચોમેર વેરાઈ પડેલી પહાડી જાતોને એકત્ર કરી રાષ્ટ્રીય પક્ષ નામે બદર અબ્બાસ અને

જકાત ઓફિસ કબજે કરી પડયો હતો. બુશાયર બંદરમાં પણ હુસેનનો શિષ્ય સૈયદ મુર્તજા રેગિસ્તાનના ૧૦૦૦ બંદુકવાળાઓ સાથે જકાત ઓફિસ અને શહેરનો કબજો લઇ પડ્યો હતો.

ઉત્તર દક્ષિણમાં જ્યારે આમ વિપત્તિના વાદળાં છવાતા જતા હતા ત્યારે વાયવ્ય ખુણામાં આવેલા તબ્રિઝનગરમાં રાષ્ટ્રીય પક્ષનો બળવો મૂળમાંથી ઉખેડી નાખવા માટે શાહ એક છેલ્લો પ્રયત્ન કરી જોતો હતો, પરંતુ તબ્રિઝમાં બળવાખોરોની સંઘશક્તિ વિપુલ આકાર ધારણ કરતી જતી હતી.

ઇ. સ. ૧૯૦૮ ના જુન માસમાં મસ્જિદ તોડવાના સમાચાર જાહેર થતાં જ તબ્રિઝમાં એક છેડાથી બીજા છેડા સુધી બળવો હજારો ફેણો વિસ્તારી રાજશક્તિને ગળી જવા તૈયાર થયો. જુલાઇ માસમાં ૫૦૦ પહાડી ઘોડેસ્વારો સાથે પ્રખ્યાત સરદાર રહિમખાનને શાહે તબ્રિઝ પર મોકલ્યો. રહીમખાએ આવી તબ્રિઝ પર હલ્લો કર્યો

રહિમ તે જમાનાનો નામચીદો લુંટારો હતો. તેનું રાજ કારાદાઘની આજુબાજુના પ્રદેશમાં આવેલા પર્વતો ને જંગલોમાં ચાલતું હતું. અઝરબૈજાનમાં ઘણાં વર્ષો ઉત્પાત કર્યા બાદ તે પકડાયો હતો અને અત્યારે તહેરાનની જેલમાં સડતો હતો. તબ્રિઝનો બળવો દાબી દેવા માટે એને લાયક માણસ ગણી શાહે તેને છોડી મૂકયો અને તેના પેર મોકલ્યો. ત્યાં તેણે પોતાના સોબતીઓને 'ઇસ્લામ' અને શાહના નામે ગાંડા કરી મૂકયા અને તેઓને લઈ તે તબ્રિઝ તરફ ચાલ્યો. રહિમે આવતાવેંત તબ્રિઝની ૩૦ શેરીઓમાંની કેટલીક કબજે કરી લીધી. તેના જંગલી સોબતીઓએ તબ્રિઝવાસીઓ ઉપર ન લખી શકાય તેવા જુલમો ગુજારવા શરૂ કર્યા પરંતુ જુલમની માત્રા જેમ જેમ વધવા

લાગી તેમ તેમ લોકોનો વિરોધ પણ તેટલો જ ઉગ્ર બનવા લાગ્યો. ત્યાર બાદ એક દિવસ ઇરાની સ્ત્રીઓના એક ખાસ પર્વ સપ્તાહ (Womens day) અત્યાચાર છેલ્લી હદે જઇ પહોંચ્યો. તે દિવસે આ બધાં જંગલી પશુઓએ જાહેર હમામખાના પર હલ્લો કરી અસહાય સ્ત્રી વર્ગ ઉપર અમાનુષી અત્યાચારો ગુજાર્યા. જોતજોતામાં શહેરવાસીઓએ પ્રલયનું રૂપ ધારણ કરી રહિમ પર હલ્લો કર્યો. રહિમ નાઠો અને શહેર છોડી ચાલ્યો ગયો.

ત્યાર બાદ શાહે એક વિશાળ સૈન્ય સાથે આઇન-ઉદ્-દૌલ્લાને તબ્રિજ મોકલ્યો. તે આવ્યો તો ખરો પણ તબ્રિજવાસીઓએ તેને હરાવ્યો અને તેથી તે તબ્રિજને ચોમેરથી ઘેરી લેવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. બધું લશ્કર તેણે ત્રણ ભાગમા વહેંચી નાખ્યું. બખ્તિયારીનો આગેવાન આઇન-ઉદ્-દૌલ્લા, કુર્દ જાતિનો આગેવાન સામાદખાન અને કારાદાઘીનો આગેવાન રહિમખા એ ત્રણ શહેરમાં પેસવાના ત્રણ રાજમાર્ગો અટકાવી પડ્યા. તેમણે શહેરમાં જતી બધી સામગ્રી અટકાવી. તબ્રિજના બળવાખોરોએ પણ પોતાના નેતા સાત્તારખાન અને બાગેરખાનની આગેવાની તળે લડાયક તૈયારીઓ માંડી. તેઓ વારંવાર બહાર નીકળી સરકારી લશ્કરને પાછું હઠાવવા લાગ્યા, પરંતુ તેને તદ્દન નમાવી મૂકી શક્યા નહિ. તેઓની પાસે લડાઇની સામગ્રી પણ કંઈ ઓછી નહોતી. લગભગ ૨૦ હજાર રાઇફલ, પુરતો દારૂગોળો અને બાર તોપો તેમણે એકત્ર કરી હતી. પરંતુ થોડા માસના ઘેરાથી શહેરમાં ખોરાકી ખૂટી અને તેથી તેઓ સમક્ષ ભારે મુસ્કેલી ઉભી થઇ. એ મુસ્કેલી ઈ. સ. ૧૯૦૯ ના ફેબ્રુઆરી માસમાં અતિશય વધી પડી. બહારથી ખોરાકી આવી શકતી નહિ. શહેરમાં જે કંઇ સુકાં ફળો સાચવી રાખ્યાં હતાં તે પર જેમ તેમ કરીને ગુજારો ચાલતો હતો.

તબ્રિઝની બહાર 'માગમાલિક' ગામ સુધી સરકારી લશ્કર છવાઈ પડયુ હતું હવે બળવાખોર સૈન્યે મરણિયા થઈ માગમાલિક જીતવાનો છેલ્લો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. છેલ્લા થોડા દિવસથી અમેરિકન મિશન સ્કુલના શિક્ષક બાસ્કરવિલ [Mr. H. C. Baskerville] અને બ્રિટિશ સમાચાર પત્રનો પ્રતિનિધિ મૂર સાહેબ [Mr. W. A. Moore, sometime Secy. to Balkan Committee] રાષ્ટ્રીય પક્ષના સ્વયસેવકોને ડ્રિલ કરાવતા અને લશ્કરી કેળવણી આપતા હતા ૨૧ મી એપ્રીલે એકી સાથે હલ્લો કરવાનો નિશ્ચય થયો. તે દિવસ મધરાતને શુમારે એક પછી એક ટોળીએ બહાર પડી છુપી રીતે અમુક નક્કી કરેલે સ્થળે એકત્ર થવુ એમ નક્કી કરવામા આવ્યુ. સવારના સાડાચારેક વાગ્યાને શુમારે હલ્લો કરવામા આવ્યો છ વાગ્યાને શુમારે બાસ્કરવિલ સાહેબ ગોળાથી વીંધાઈ પડ્યા. પૂર્વ દિશામા સૂર્યોદય થવાની તૈયારી થઇ રહી હતી. અરુણોદય થતા ચોમેર પ્રકાશ ફેલાવા લાગ્યો હતો, રાષ્ટ્રીય પક્ષ ક્રમે ક્રમ પગલે આગળ ને આગળ વધતો જતો હતો સૂર્ય ધીમેધીમે અસહ્ય ગરમી ફેંકતો જતો હતો થાક, ભૂખ, તરસ અને અસહ્ય ગરમીના ત્રાસનો પાર નહોતો, છતા લડાઇ પૂરજોસમા ચાલતી હતી આખો દિવસ લડાઇ ચલાવ્યા બાદ છેવટે સખ્ત ની ન્યૂનતા મગમ વિજયમાળા હાથમા હોવા છતા રાષ્ટ્રીય પક્ષને પાછુ ફરવુ પડયુ સ્વદેશ પ્રેમ ખાતર તેઓએ આ બધુ સહન કર્યું હતુ મૂર સાહેબે આ સાહસના ખૂબ વખાણ કર્યા છે[1] એપ્રિલ માસમા ભૂખમરાનો પાર રહ્યો નહિ. છેવટના થોડા દિવસો તો ઘણા લોકો ઘાસ ખાઈ જીવ્યા હતા, આવી વિપત્તિ છતા આખા શહેરમા રાષ્ટ્રીય પક્ષે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી હતી.

[1] "The terrible tortures of hunger were endured with a resignation which compelled admiration

બરાબર આ વખતે ર૯મી એપ્રિલે અંગ્રેજ અને રશિયન સરકારે ઘેરાએલા યુરોપિયનોના પ્રાણ બચાવવા અને તેઓને ઇરાનની સરકારના જુલમમાંથી બચાવવાને બહાને રશિયન લશ્કર તબ્રિઝ તરફ મોકલ્યું. રશિયાના લશ્કરના આગમન સાથે ઇરાનની સરકારને તબ્રિઝ પરનો ઘેરો ઉઠાવી લેવો પડ્યો અને આવી રીતે આટલા દિવસનો ઘેરો મહમ્મદઅલી શાહની વ્યર્થતા અને તેના અપમાનના રૂપમાં સમાપ્ત થયો.

# પ્રકરણ ૮ મું
## વાટાઘાટોની તૈયારી

તબ્રિઝનો લગભગ એક વર્ષનો ઘેરો રાષ્ટ્રીયપક્ષના અસાધારણ વીરત્વ, આદર્શપરાયણતા અને શક્તિવિકાસને લીધે ઇરાનના રાષ્ટ્રીય પક્ષને માટે પ્રેરણાત્મક થઈ પડ્યો. આને પરિણામે આમતેમ ઘેરાઈ રહેલી શક્તિ એકત્ર થઈ ઉત્તરમાં રેશ્ટ અને દક્ષિણમાં ઇસ્પહાનમાં એકત્ર થવા લાગી. અને આ બંને સ્થળેથી એકી સાથે તહેરાનની સરકારને તોડી પાડવા તૈયાર થઈ.

રેશ્ટમાંના બળવાખોરોમાંનો મોટો ભાગ કોકેશિયન અગર આર્મિનિયન હતો અને તેઓની આગેવાની પ્રખ્યાત શાહ સોદાગર શિપાહદાર-ઈ-આઝમ વલીખાંએ લીધી હતી. પરંતુ થોડા દિવસ બાદ બળવાખોરો સાથે પ્રખ્યાત આર્મિનિયન બળવાખોર ઇફ્રાઇમ આવી ભળ્યો હતો અને તેના અસાધારણ ચારિત્ર્ય-પ્રભાવને લીધે ખરી આગેવાની તેણે જ લીધી હતી એમ કહીએ તો ચાલે.

આ ઇફ્રાઇમનું જીવન અતિ વિચિત્ર માર્ગે નાના પ્રકારની વિપત્તિમાંથી પસાર થયું હતું. થોડાં વર્ષો પહેલાં તિફ્લિસમાં રશિયા વિરુદ્ધ જે બંડ જાગ્યું હતું તેમાં આ ઇફ્રાઇમનો ભાગ પુષ્કળ હતો. આ અપરાધ સબબ તેને સાઇબિરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યો હતો. ત્યાંથી તે નાસી આવી ઍંઝેલિમાં ઈંટો પાડવાનો ધંધો કરવા

લાગ્યો. ઇ. સ. ૧૯૦૯મા રૈસ્ટ આવી શિપાહાર સાથે ભળ્યો અને બળવાખોરોની આગેવાની તળે તહેરાન પર હલ્લો લઇ જવાની તૈયારી કરવા મળ્યો. રાષ્ટ્રીય પક્ષના બંડખોર વિચારોના મૂળમા આ માણસે અપાર પાણી સીંચ્યુ હતું અને તેના વિજયમા પણ આ માણસનો પુષ્કળ હિસ્સો હતો.

૪ થી મેએ બળવાખોરો રેસ્ટથી દક્ષિણમા આવેલા કાઝવિન તરફ રવાના થયા. સધ્યાકાળ વખતે તેઓ ઘોડેસ્વારના રૂપમા સદ્ગૃહસ્થોની માફક શહેરમા ઘૂમ્યા અને આની દુકાનોમા વહેચાઈ જઇ વાતચીત કરવા લાગ્યા. જ્યારે મધરાત જામી ત્યારે આ લોકો બે ટોળીઓમા વહેચાઇ ભારે શોર બકોર કરતા રસ્તામા બહાર પડ્યા. રસ્તા પર બળવાખોરોના ઘોડાના દાબડાના અવાજથી અને તેમની રિવોલ્વરોના ધડાકાથી કાજવિન શહેરના લોકોની ઉંઘ ઉડી ગઇ. આ અવાજના ધડાકા સાથે ગવર્નરની પણ નિદ્રા ઉડી ગઇ. પાયસેનુ સરકારી સૈન્ય ધૂમસની માફક બળવાખોર ઘોડેસ્વારોના ધસારા સામે ઉડી ગયુ. હવે બડખોરો તહેરાનથી ૯૦ માઇલ જેટલે દૂર આવી પહોચ્યા.

આ તરફ ઇસ્પહાનનુ સાહસિક બખ્તિયારી દળ સામ્સામની આગેવાની તળે પ્રબળ બનતુ જતુ હતુ. તેણે તહેરાનપર હલ્લો લાવવાની તૈયારીઓ કરવા માડી હતી. પરતુ હજુ સુધી ખરા નેતા સરદાર આસાદે પારિસથી આવી પોતાનો ઓઢો અહણ કર્યો નહોતો. તે વખતે પહાડી બખ્તિયારી જાતિ પરસ્પર કજીઆ કકાસમા ફસાઇ પડી હતી. તેઓને એકત્ર કરી એક વ્યવસ્થિત શક્તિના રૂપમા કામે લગાડવાની શક્તિ સામ્સામમા નહોતી. એવી શક્તિ તેના ભાઇ સરદાર આસાદમા જ હતી.

આ પહાડી જાતિઓને નવજીવનની અને ત્યાગધર્મની પ્રેરણા પાનાર તેમનો કેળવાએલો આગેવાન આસાદ હતો. સરદાર આસાદ

ક્રાન્સ દેશની રાજધાનીમાં જીવાએલો હતો. અને નવા યુગના વિચારોએ તેના ચિત્તને ચકડોળે ચડાવ્યું હતું. પેરિસમાં તે વખતે ઇરાન, તુર્કસ્તાન મિસર અને હિન્દના વિપ્લવવાદીઓનો અડ્ડો જામ્યો હતો અને એ અડ્ડામાંથી તીવ્ર પ્રકારનો બનેલો ફેલાવનારા વિચારો સર્વત્ર ફેલાવવામાં આવતા હતા. આવા બધા લાગણી-પ્રધાન આદર્શવાદીઓ સાથે ગાઢ સબંધ હોવાથી આસાના મનમાં એક નવીન રાષ્ટ્રનો પ્રકાશ અસીમ તેજથી ઝળહળી રહ્યો હતો. વીસમીસદીની પ્રેરણા તેના પ્રાણને બહેલાવી રહી હતી. મહમ્મદઅલીએ દેશનિકાલ કરેલા ઉમરાવથી નેતાઓએ પણ પેરિસમાં સ્વદેશની દશા સબંધમાં તેણે સચેતન કર્યો હતો. [1]

તરુણ વયમાં દેશની મુક્તિની ઉત્કટ લાલસાથી તેનું ચિત્ત ચકડોળે ચડ્યું હતું. એશિયાની આ પાછળ પડેલી પ્રજામાં આવી પડેલી જાતિની મુક્તિ એ તેના જીવનનું કર્તવ્ય થઈ પડ્યું હતું. પતિત જાતિની દુર્દશાની છબી તેના કલ્પના નેત્રો સમક્ષ દોરાતી અને તે જોઈ તેનું ચિત્ત અપાર રડતું. એ દુઃખ આગળ તેના વ્યક્તિગત દુઃખો તેને તુચ્છ લાગતા. પેરિસ જેવી રંગીલી નગરીના ભોગ વિલાસો પણ તેને માતૃભૂમિના દુઃખની ઉત્કટતાને લીધે તુચ્છ લાગતા. પરદેશી સમાલોચકો હમેશા પારકા દેશ પ્રત્યે સહાનુભૂતિ વિનાના હોય છે છતાં તેઓ પણ [2] આમોદના ત્યાગ વનને મુક્ત કંઠે વખાણે છે [3]

---

[1] Consorted with the Persians Turks Egyptians ...નાથી પસાર થયું ...dreams dream of the regenerations વિરુદ્ધ જે બંડ જાગ્યું હતું Countries

અપરાધ સબબ તેને here be said for him that he was able નો. ત્યાંથી તે નાસી ... him the delights and allurements ...capital which have brought about the

ઈ. સ. ૧૯૦૯ ના એપ્રિલ માસમાં તેણે પોતાના જીવનવ્રતને અનુરૂપ એક પગલું આગળ ભર્યું. આસાદ પહેલીવાર વિલાયતમાં સર એડવર્ડ ગ્રે ને મળવા ગયો. તેણે પોતાનો આદર્શ એ વિચક્ષણ અંગ્રેજ રાજદ્વારીને સમજાવ્યો. કૂટરાજનીતિજ્ઞ ગ્રેએ મોઢેથી તો ખૂબ સાકર પીરસી પણ પૈસા સંબંધી કોઈપણ જાતની મદદ કરવાની ચોક્ખી ના પાડી. ત્યાર બાદ બીજા સહાનુભૂતિ દર્શાવનારાઓ પાસેથી થોડું ઘણું દ્રવ્ય મેળવી તે મુબઈ તરફ રવાના થયો. પરંતુ રસ્તામાં ૧૯મી માર્ચના રોજ મોહમેરા બંદરે ઉતરી પ્રખ્યાત ધનિક સરદાર શેખ ખજલની મદદ તેણે સાભાર સ્વીકારી. ત્યાંથી તે સીધો ઈસ્પિહાન આવ્યો. ત્યાં આવ્યા બાદ તેણે પોતાનુ ચિત્ત બખ્તયારી લોકોને એકત્ર કરવામાં રોક્યુ.

મે માસમાં સરદાર આસાદે તહેરાન પર હલ્લો કરવાનુ જાહેર કર્યું. થોડા રોજમાં તે લશ્કર સાથે કૂમ આવી પહોચ્યો. જૂન માસના ઉત્તરના ભાગમાં ઉત્તરનુ બંડખોર સૈન્ય કાઝવિનથી તહેરાનના માર્ગ પર તહેરાનથી ૪૦ માઈલ દૂર આવી પહોચ્યુ અને બખ્તિયારી લોકો પણ બંડખોરો સાથે ભળવા માટે તહેરાનથી ૩૦ માઈલ પશ્ચિમે આવેલા ખેગજપોલ પાસે આવી પહોચ્યા.

ચોમેરથી મળતા સમાચારોએ તહેરાનમાં ભારે ખળભળાટ મચાવ્યો. બન્ને બાજુથી આવી પડેલી આ વિપત્તિ નિહાળી શાહની ઊંઘ ઊડી ગઈ. કોઈ પણ શરતે હેવું કરવાની વિનંતિઓ પર વિનંતિઓ થવા લાગી ત્યારે બીજી બાજુથી બધારણ મુજબનું

moral and physical downfall of so many orientals and to devote himself with ardour to the newly adapted cause."

રાજ્યતંત્ર ફરી સ્થાપવાના પરવાના ઉપર પગલાના પ્રગટ થવા લાગ્યા. પરતુ હવે દેશનો પ્રાણ આટલા દિવસ પછી સ્વતંત્રતાની હવા શ્વાસમા લઈ મત્ત બન્યો હતો. જીવન્મૃત સ્થિતિ ભોગવ્યા કરતા એક વાર દેશને ખાતર લડી લેવા તૈયાર થયો હતો. ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ દિશામા ક્રાન્તિની કરાલ જિહ્વા લપલપાતી ફરી રહી હતી. તહેરાન ઉપર ઉશ્કેરાટભર્યા વાતાવરણના ઓળા પથરાયે જતા હતા. આકાશમા ચોમેર વાદળા ઘેરાતા જતા હતા, વિદ્યુત્ જ્વાલા આકાશની છાતી ચીરી એક છેડાથી બીજા છેડા સુધી ચમકતી ફરતી હતી. ભયકર ગર્જના એક પ્રકારની અજ્ઞાત આશકાના ઇશારાથી ચિત્તને ભયભીત બનાવતી હતી. આવા અસામાન્ય વાતાવરણમા તહેરાનની પ્રજામા હજારો સભવિત અસભવિત અફવાઓ ફેલાતી હતી. સર્વત્ર શકનુ વાતાવરણ મગ્જાઈ રહ્યુ હતુ

## પ્રકરણ ૯ મું
### ઇ. સ. ૧૯૦૯ની ક્રાન્તિ

તહેરાનની રાત્રિ એકાદ અનિશ્ચિત ભયથી બિહામણી બની ગઇ હતી. જુલાઇ માસના તપતા તાપથી દિવસે જે ધૂળની ઘટા શહેર પર તોળાઇ રહેતી તે રાતને વખતે જમીન પર પડી જામી જતી. ઉત્તરમાં આવેલા એલ્બુર્ઝ પર્વતના બરફથી છવાએલા ઝાંખા દેખાતા ઓળામાંથી મંદમંદ વાતો પવન શહેરને રાતને વખતે શીતળ બનાવી દેતો હતો. નીલ આકાશમા તારાઓ ચકચકતા હતા અને તહેરાનનાં દ્રાક્ષકુંજ, લત્તાકુંજ, ફળફૂલાદિના બગીચા ઉપર જ્યોત્સ્નાના હિલોળા રેલાઇ જતા હતા. દૂર કોઇ વખતે કોઇ દારૂના નિશામાં ચકચૂર બનેલા સૈનિકના કારણુ વગરના બોલાતા શબ્દે થી શહેરનો અમુક ભાગ કંપી ઉઠતો અને એ રીતે રાત્રિની નિસ્તબ્ધતામા ભગ થતો. પરતુ થોડી વારમાં બધું પાછું સૂનકાર બની જતું.

તહેરાનથી શાહાબાદ સુધીના ૧૬ માઇલના રસ્તા પર રાતદહાડો અખંડ લડાયક તૈયારીઓ થઇ રહી હતી. લોકોના મનમા સદેહનો પાર નહોતો. સંધ્યાકાળ થતાં ન થતાંમાં લોકો ઘરના દરવાજા વાસી, ભોગળો ચઢાવી અંદર ભરાઇ બેસતા, અને રસ્તા પર કેવળ ઘોડેસવાર ને પાયદળ સેનાની અવરજવર સિવાય બીજું બધું શાંત રહેતું. શહેરના દરવાજે દરવાજે પહેરો બેસી જતો. સો મો હાથ દૂર લશ્કરની છાવણી પડી હતી.

શાહમાદમા પેશ્ચિમિનોઝેફની આગેવાની નીચે શાહનુ કોઈક લશ્કર છાવણી નાખી પડ્યુ છે. શત્રુઓ ક્યારે આવી ચડશે તેનો કંઈ નિશ્ચય નથી. સરકારી લશ્કરથી ૧૫ માઈલ દૂર ક્રાન્તિકારીઓનુ સૈન્ય પણ તૈયાર થઈ રહ્યુ છે. ચોમેર ઇરાનની મરુભૂમિ ધૂ ધૂ કરી રહી છે. એ મરુભૂમિમા પશ્ચિમ બાજુએ એક નાનુ જગલ આવેલુ છે. તેની પાછળ બેરાજ નદીને તીરે બાહાચેક ગામ આવેલુ છે તેની પાસેના જગલમા ક્રાન્તિકારીઓએ મથક જમાવ્યુ છે બન્ને પક્ષ એક બીજાની રાહ જોતા બેઠા છે. પહેલો હુમલો કોણ કરે એજ સવાલ બાકી રહ્યો છે

૧૦ મી જુલાઈએ શાહમાદના સરકારી લશ્કરે એક ગોળીબારનુ ઝાપટુ નાખ્યુ અને તેનો જવાબ બાહાચેક પાસેના ક્રાન્તિકારી લશ્કરે તોપોના અવાજથી આપ્યો થોડીવાર પછી કોઈક લશ્કર આગળ વધ્યુ અને તે સાથેજ બહારવટિયાના મથકમાથી એક ઘોડેસ્વાર સેના પવન વેગે ઘોડા પર સવાર થઈ રવાના થઈ પરંતુ કોઈક સૈન્યના ભયકર મારાને લીધે તેને પાછુ હઠવુ પડ્યુ. આમ બન્ને પક્ષ વચ્ચે વારવાર શક્તિ પરીક્ષા થતી, પરંતુ દેખા દીધા પછી તરતજ બન્ને પક્ષ સ્વસ્થાને પાછા ફરતા હતા

૧૨ મી જુલાઈએ આખો દિવસ આવી રીતે પસાર થયો. સધ્યાકાળ વખતે ચોમેર નિસ્તબ્ધતાનુ સામ્રાજ્ય ફેલાઈ રહ્યુ. ખાસ કરીને ક્રાન્તિકારીઓના મથક—એ વિશાળ જગલના વિસ્તારમા તે દિવસે સધ્યાકાળ વખતે મૃત્યુના જેવી સખત સ્તબ્ધતા છવાઈ ગઈ. ઝાડોની ઘટા પાછળ જે હજારો લડવૈયાઓ યુદ્ધની તૈયારીમા મગ્ન બની ઉભા હતા તેઓનો જરા પણ પગરવ સભળાતો નહોતો. અસ્ત પામતા સૂર્યનો સોનેરી પ્રકાશ દૂરના પહાડોના શિખરો પર

લાવણ્ય ફેલાવતો હતો અને દિગન્ત સુધી પ્રસરેલી રેતીની સપાટી પર સૌંદર્યના તરંગો પેદા કરતો હતો. ત્યારબાદ આખી રાત રણની અમલ ટાઢ અને બરફની શીતળ સ્તબ્ધતામાં પસાર થઈ.

૧૩ મી જુલાઇએ સવારમાં જણાવવામાં આવ્યું કે સિપાહદાર કોણ જાણે ક્યારે અગણિત સરકારી લસ્કરની વચ્ચે થઇ રાતના અંધકારમાં તહેરાન તરફ ચાલ્યો ગયો છે અને હસુફાબાદ દરવાજામાંથી નિર્વિઘ્ને શહેરમાં પેસી બહારિસ્તાનમાં આવેલાં મજલિસના મકાનની આજુબાજુ છાવણી નાખી પડ્યો છે.

સામો પક્ષ પણ ચુપ બેઠો નહોતો. લિયાકફ ૮૦૦ કોઝેક સૈનિકો સાથે શહેરના રક્ષણનો બંદોબસ્ત કરતો હતો. મહેલનુ આંગણુ, 'ગાનસ્કવેર' અને છાવણી એના સૈનિકો કબજે રાખી બેઠા હતા. ટુંકામાં રાષ્ટ્રીય લસ્કરે શહેરનો ઉત્તર ભાગ કબજે કર્યો હતો અને પશ્ચિમ અને મધ્ય ભાગ સરકારી લસ્કરના કબજામા હતો.

તહેરાનમાં સ્મશાન દેવતાનો મરણ મહોત્સવ શરૂ થયો છે. "ગાનસ્કવેર"નું આગણુ સૈનિકોથી ભરાઇ ગયું છે. અંદરથી અને બહારથી સતત ગોળીબાર રાત ને દહાડો ચાલ્યા કરે છે. રસ્તા પરથી લોકોની હેરફેર બંધ થઇ ગઇ છે. ગાડીઘોડાનું નામનિશાન જણાતું નથી. મકાનોની દિવાલ પર સુસવાટા કરતી ગોળીઓ આવી ભટકાય છે અને ચોમેર ગર્જના મચાવી મૂકે છે. બંદુકોના અવાજથી મનુષ્યના કાનમાં બહેરાશ આવી જાય છે. દિવાલની પાછળથી જાળિયામાં થઇ બધા ગોળીબાર કરે છે. રસ્તામા ચાલવું એ જીવ મૂઠીમાં લઇ ચાલવા બરોબર જણાય છે. ઘરમાં બેસી રહ્યા છતા કોઇ નિશ્ચિત રહી શકતુ નથી. દરવાજા, જાળીયા, દિવાલ, વેન્ટીલેટર વગેરેમાથી અવિરામ ગોળીઓ ઘરમાં આવી પડે છે અને તે સાથે ઘરમાં ભરાઇ બેઠેલાના

દેહનું લોહી ભયથી જામી જાય છે. બગીચામાં ઝાડની ટોચ પર ગોળીઓની અવિરામ વૃષ્ટિ થયા કરે છે અને તે સાથે ઝાડનાં પાંદડાં અને કોઇ કોઇ વખતે ડાળીઓ તૂટી પડે છે. ઝાડનાં પાંદડાં ધૂમાડાથી પીળચટાં અને કાળાં પડી ગયાં છે. સંધ્યાકાળ વખતે રસ્તામાં પશુ પણ ફરકતું નથી. રસ્તાપરની ચોકીઓમાં બેઠેલા પહેરેગીરો પણ જીવ મૂઠીમાં લઇ ઉભા છે. તેમને આખી રાત બંદૂકના ઘોડા પર આંગળી મૂકી ઉભા રહેવું પડે છે. જરા શબ્દ થાય છે, વનવાગળાં ઉડે છે ને ઝાડનાં પાંદડાં ખખડે છે કે તરત ગોળીબાર થાય છે. ટેલિગ્રાફના થંભો અને તારો પણ તૂટી ગુંચળાં વળી રસ્તા પર પડ્યા છે. શબો ધૂળમાં રગદોળાય છે. આમતેમ વેરાતાં પડ્યાં છે.

શાહ થોડા દિવસ પહેલાં શહેરથી ૭ માઇલ દૂર આવેલ સુલતાનાબાદના હવા ખાવાના મથકે ૫૦૦૦ ના લશ્કર સાથે જઇ રહ્યો હતો. ૧૪મી જુલાઇએ તેણે બળવાખોરો પર હલ્લો કર્યો. લિયાકેફે પણ છાવણીમાંથી ગોળીઓનો વરસાદ વરસાવ્યો. ચોમેરથી હુમલા થયા છતાં રાષ્ટ્રિય પક્ષ હિંમત હાર્યો નહિ. શહેરની પ્રજા તેમને મદદ કરતી નહોતી છતાં તેઓ પોતાનામાં દૃઢ વિશ્વાસ રાખી ગોળીઓના વરસાદ વચ્ચે પણ શત્રુઓ સાથે ઝૂઝવા લાગ્યા. લડાઇને ત્રીજે દિવસે કોઇક સૈનિકો સાથે લિયાકફ શરણુ થયો અને પોતાનો પ્રયાસ નિષ્ફળ જવાથી શાહે રશિયાના ઝારને તારથી જણાવ્યું કે 'હું સહકુટુંબ તમારે આશરે આવું છું' જોત જોતામાં લડાઇનું રૂપ મંદ પડી ગયું.

દેખાયો. દેશનો પ્રાણ ગુલામીની જન્જિરોથી જકડાયો હતો તે હવે સ્વતન્ત્રતાની હવા લઈ સ્વસ્થ થયો. તહેરાનના નરનારીઓએ ઉત્સવ ઉજવ્યો. ઉલ્લાસનાં ગીતો ગાતા ગાતા તેઓ નવયુગને અભિનંદન આપવા લાગ્યા.

૧૭મી જુલાઈની સવારમા રશિયન એલચીના સફેદ બગમામા ઇરાનના શાહને અતિથિ તરીકે સત્કારવાની ધમાલ થઈ રહી હતી. પ્રથમ એક ગાડીમા ઇરાનની મહારાણી પોતાની સખિઓ સાથે આવી પહોચી. તેમની સાથે જ ગુલામો અને અમલદારોનુ ટોળુ તથા સરસામાનની ગાડીઓ આવી પહોચી. ત્યારબાદ શાહ મીરઝા મહમ્મદ તેના બે પુત્રો સાથે ઘોડેસવાર થઇ આવી પહોચ્યો. ઐશ્વર્ય અને વિલાસના અણખૂટ્યા ભડારનો ગર્વિષ્ઠ માલિક, ઇરાનના કરોડો પ્રાણિઓનો જન્મ-મરણ-વિધાતા આજ દીનતાના બરફથી પણ ઠડા અતલને વિષે હમેશને માટે ડૂબી ગયો. મદગર્વિત માની હડધૂત થઇ આજ કૃપાપાત્રની માફક સામાન્ય માણસોને આશરે દિવસો ગાળવા માટે તત્પર બન્યો. મહારાણીનો ગર્વિષ્ઠપ્રાણ પોતાના અભિમાની પતિનુ આ છેલ્લું અપમાન નિહાળી આર્ત્તનાદ કરી ઉઠયો. તેની આખમાથી આસુનો ધોધ વહેવા લાગ્યો. શાહ મહા મહેનતે સયમ રાખી પોતાની વહાલી રાણીના આસુ એક રૂમાલ વડે લૂછવા લાગ્યો અને પોતે મહા મહેનતે ગાભીર્ય જાળવી આ અવસ્થાતરને સ્વીકારવા તૈયાર થયો. તેને સુરક્ષિત રાખવા માટે રશિયન એલચી ખાતાની ચોમેર રશિયાના કોસેક અને અગ્રેજોના હિંદી સૈનિકો પહેરો ભરવા લાગ્યા.

નવા બધારણ મુજબ શિપાદાર યુદ્ધ મત્રી (War Minister) બન્યો અને સરદાર આસાદ ગૃહમત્રી બન્યો. એફ્રાયેમ પોલિસનો અધ્યક્ષ થયો. ત્યારબાદ તેજ રાત્રે બહારિસ્તાનમા એક ખાસ બેઠક

મેળવી મહમ્મદઅલ્લીને રીતસર પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેની જગાએ તેના મોટા દીકરા સુલતાન અહમદને શાહ બનાવવામાં આવ્યો.

તેજ દિવસે બાળક શાહને રાષ્ટ્રીય મજલિસના હાથમાં સોંપવાનો ઠરાવ લઇ રશિયન એલચી સબ્લાઇન મહમ્મદઅલ્લી પાસે ગયો. મહમ્મદઅલ્લીએ કહ્યું કે "અહમદની માત કદાચ આમાં સંમતિ નહિ આપે." આથી રશિયન એલચી શાહ સાથે રાણી પાસે ગયો અને મજલિસના ઠરાવ મુજબ સમજુતી આપવા લાગ્યો. આ વખતે એક કરુણ દૃશ્ય ખડું થયું. રાજ દંપતી રડતાં રડતાં કહેવા લાગ્યાં કે અમારા વહાલા મોટા દીકરાને બદલે નાના પુત્રને મજલિસ શાહ તરીકે સ્વીકારે તો શું ખોટું છે. પુત્ર પણ માબાપ સાથે રડવા લાગ્યો. પરંતુ મજલિસનો ઠરાવ ફરે તેમ નહોતો. ઘણી સમજાવટ પછી દંપતીએ સંમતિ આપી અને ત્યાર બાદ નવા શાહની અભ્યર્થના માટે મોટા પાયા પર તૈયારીઓ થવા લાગી.

બીજે દિવસે સવારમાં પોતાનાં વહાલાં માતા પિતાથી વિખુટા પડતાં અહમદની આંખમાંથી દડદડ કરતો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. પરંતુ એલચીખાતામાં રોકાણ કરવાનો નિયમ નથી એવો કઠોર મનાઇ હુકમ મોકલનાંજ બાળક આંસુ લુછી ગર્વપૂર્વક ગાડી પર ચઢ્યો અને જાતે ગાડી હંકારી રવાના થયો. તેની આગળ કોસેક અને હિંદી ઘોડેસ્વારો ચાલતા હતા અને પાછળ ગાડી ઘોડાની લંગાર ચાલતી હતી. સુલતાનાબાદ પહોંચ્યા બાદ નવા નીમાએલા વાલી આસાદ ઉલ-મુલ્કે તેમની અભ્યર્થના કરી અને તેને બંગલામાં લઇ જઈ સિંહાસન પ્રાપ્તિના સમાચાર વિધિપૂર્વક આપ્યા. ત્યાર બાદ ૨૦ મી જુલાઇએ નવા શાહે રાજધાનીમાં પ્રવેશ કર્યો. તે દિવસે આખી રાત રોશની કરી તહેરાને પોતાના શાહને શ્રદ્ધાપૂર્વક આદરમાન આપ્યું.

વળી તહેરાનમાં બધો ગડબડાટ શાંત થયો. વળી રસ્તાઓ પર નિયમ મુજબ ગાડી ઘોડાનો અવરજવર ચાલુ થયો. દુકાનો ઉઘડી. રાષ્ટ્રીય પક્ષે બહારિસ્તાનમાંથી સરકારી કચેરીઓ રાજમહેલમાં આણી. રાજમહેલના ખુણા કે જે અત્યાર સુધી માનવ ચક્ષુને અગોચર હતા તે અત્યારે સામાન્ય માનવીઓની નજરે પડવા લાગ્યા. સાધારણ માનવીઓના કોલાહલથી રાજમહેલ ગુંજવા લાગ્યો.

## પ્રકરણ ૧૦ મું

### નવયુગ

પરંતુ પદભ્રષ્ટ થએલો શાહ મહમ્મદઅલી જ્યાં સુધી ઇરાનમાં હોય ત્યાં સુધી નવું બંધારણ સ્થિર થાય એવું લાગ્યું નહિ. વૈરવૃત્તિથી ઉશ્કેરાએલો શાહ કોઈ પણ પળે એકાદ જબરૂં કાવતરૂં સફળતાપૂર્વક પાર પાડી રાષ્ટ્રીય પક્ષે મહામહેનતે મેળવેલું બંધારણ નષ્ટ કરી શકે તેમ હતું તેથી તેને ઇરાનમાથી હાંકી કાઢવો એ નવા રાજતંત્રનું પહેલું કામ થઈ પડ્યુ. ૭મી સપ્ટેમ્બરે ઘણા તર્ક વિતર્કને અંતે મજલિસે તેને ૨૦ હજાર પાઉંડનું વર્ષાસન આપવાનું કબૂલ કર્યું. મહમ્મદઅલી ઇ. સ. ૧૯૦૯ના સપ્ટેમ્બરની ૯મી તારીખે આડેસા નજીકના પોતાના નવા વાસસ્થાન તરફ રવાના થયો. આ વર્ષાસન તેને એ શરતે આપવામાં આવ્યું હતું કે જો તે કોઇ પણ પ્રકારનું રાજદ્વારી કાવતરૂં કરે અગર તેમા ભાગ લે તો આ વર્ષાસન બંધ કરવું. ૧લી અક્ટોબરે તે ઇરાનની સરહદ છોડી વહાણ પર ચઢ્યો અને બાકુથી રશિયન સરકારની સ્પેશિયલ ટ્રેને તેને સ્વસ્થાને પહોચાડી દીધો.

ત્યાર બાદ રાષ્ટ્રીય તંત્રનું બીજુ કામ મજલિસના સભાસદોની ચૂંટણી કરાવી તેની બેઠક મેળવવાનુ હતું. ૨૭ મી જુલાઇએ ચૂંટણીની નિયમાવલિ સાથે તે બાબતનું જાહેરનામુ પ્રગટ થઈ ચૂક્યુ હતું ૨૯મી ઓગસ્ટે તહેરાનના પ્રતિનિધિઓની ચૂંટણી પ્રગટ થઈ, પરંતુ

બહારગામની ચૂટણી થતા વિલબ થયો અને તેથી ૧૫ મી નવેમ્બર પહેલા મજલિસની ઉદ્ઘાટન ક્રિયા થઈ શકી નહિ

ત્યારબાદ જોતજોતામા ૧૫ મી નવેબર આવી પહોચી. ત્રણ વર્ષ પહેલા મજલિસની પહેલી બેઠક મળી હતી. આ ત્રણ વર્ષ દરમિયાન ઇરાન પરથી ઉથલપાથલનુ એક વિશાળ મોજુ પસાર થઈ ચૂક્યુ હતુ. આજે મુજફર-ઉદ-દીન નહોતો, મહમ્મદઅલ્લી સત્તાચ્યુત થઈ દેશનિકાલ થએલો હતો, સ્વેચ્છાચારી તત્ર નાશ પામી આજે કુલ સત્તા દેશવાસીઓના હાથમા આવી હતી. જૂના વિચારના સરક્ષક મતવાદીઓનો આજે દેશમા જરા પણ ભારણોજ નહોતો. નિદ્રિત, અધકારથી ઘેરાએલી ઇરાનભૂમિ આજે મધ્યાહ્નના સૂર્યથી પ્રકાશિત થઈ રહી હતી.

નવી મજલિસની ઉદ્ઘાટન ક્રિયા સબબ તહેરાનની ગલ્લીએ ગલ્લીમા ચચળતા ફેલાઈ રહી છે વિશાળ ચોગાન ફૂલ અને પાદડાથી સજાવવામા આવ્યુ છે. ખૂણે ખૂણે રાષ્ટ્રીય પતાકા ઉડે છે. ચોમેર અને ઉપર ચિત્રવિચિત્ર કીંમતી ઇરાની ગાલીચા ઝૂલી રહ્યા છે. રસ્તા પર ભભકાદાર લુગડાં પહેરેલા લોકોનો પાર નથી સૈનિકો પોતપોતાના પોશાકમા મગ્ન થઈ ઉભા છે. કોઇક સૈનિકો અને પહાડી ઘોડેસવારો રસ્તાની બને બાજુએ હારબધ ઉભા છે. વચ્ચે થઈ ગૌરવર્ણી ઇરાનીઓની અવરજવર બધાની દૃષ્ટિ આકર્ષે છે. સફેદ દાઢીવાળા મુલ્લાઓ અને લીલી પાઘડીવાળા સૈયદો ગર્ભેર આમતેમ ફરી રહ્યા છે. પગથી તે માથા સુધી કાળા બુરખાથી ઢકાએલી ઇરાની સુદરીઓ પણ ટોળાબધ આવજા કરે છે. મજલિસના મોટા દરવાજા આગળ હથિયારબધ પહેરેગીરો ઉભા છે. અંદર બંને બાજુએ શણગારેલા રત્નોની હારમાળા વચ્ચે થઈ મજલિસના ઓરડામા જવાય છે. દરવાજા બહાર ભીડનો પાર નથી. જેઓની પાસે ટિકિટ હોય છે તેઓજ

અંદર પ્રવેશ કરી શકે છે. વૃદ્ધ મુલ્લાંઓ, સેનાનાયકો, વેપારીઓ, પરદેશી એલચીઓ અને યુરોપિયન સ્ત્રીઓનાં ટોળેટોળાં અંદર જાય છે.

મજલિસના વિશાળ ઓરડામાં રાજરજવાડાં, ખાનદાન આસામીઓ, મંત્રીઓ, અમલદારો, મજલિસના સભાસદો અને અમીર વર્ગની સ્ત્રીઓ દરેકને માટે ઉચિત આસનો ગોઠવવામાં આવ્યાં છે. વચ્ચે એક ઉંચા આસન પર સિંહાસન ગોઠવવામાં આવ્યું છે. તેના પર લાલ ચંદરવો ઝૂલી રહ્યો છે. તેની એક બાજુએ વર્તમાનપત્રના પ્રતિનિધિઓની ગેલેરી આવેલી છે.

બાલક સુલતાન અહમદશાહ ગંભીર વદ્દેખ કરતો અંદર આવ્યો. તેના હાથમાં એક લાંબો હિરાજડિત રાજદંડ હતો. તેના પાછળ તેના વાલી તરીકે નીમાએલો રિજન્ટ હતો. મંડપમાં આવ્યા બાદ શાહ એક બાજુએ બેઠેલા પરદેશી એલચીઓને નમી સિંહાસન પર બેઠો. વૃદ્ધ રિજન્ટનો અવાજ ધીમો હોવાથી લડાઇ ખાતાના મંત્રી શિપાદાર ઉપર રાજાનું ભાષણ વાંચવાની જવાબદારી આવી પડી હતી. શિપાદાર નીચે આડંબરહીન વેશમાં સરદાર આસાદની બાજુએ બેઠો હતો. ત્યાંથી ઉઠી તે શહેનશાહની પાસે જઇ ઉભો અને વિનયપૂર્વક સલામ ભરી ભાષણ વાંચવા લાગ્યો. ત્યારબાદ બીજી વિધિ થયા બાદ તે દિવસને માટે મજલિસ બરખાસ્ત થઇ. તે દિવસની મજલિસની બેઠક સાથે ઇરાનની સ્વતંત્રતાનો પાયો નખાયો.

પરંતુ રાષ્ટ્રના જેઓ સુકાની હતા, તેમની સમક્ષ નવા નવા અસંખ્ય પ્રશ્નો ઉભા થયા હતા. રાજતંત્રની સ્થિતિ અવ્યવસ્થિત હતી. નવયુગના દૂતો સમાન ગણાતા કેટલાક શક્તિમાન ઇરાનીઓના મહા પ્રયાસો સબબ ઇરાનમાં જે યુગ ધર્મરૂપી આકસ્મિક ક્રાંતિ પાર પડી હતી તેના સિવાય બીજો બધો જનસમૂહ જૂના વિચારોથી ટેવાએલો

હતો અને તેવા વિચારોમાજ પોતાનું જીવન ગુજારવા તૈયાર હતો. નૂતન જીવન જલતરગના પ્રચડ મોજા તેઓના જીવનને સ્પર્શ કરી શક્તા નહોતા, પરિણામે જૂના ને નવા વિચારો વચ્ચે અણુધાર્યો સઘર્ષ તીવ્રભાવે શરૂ થઇ ચૂક્યો.

એક તરફથી નવયુગની આધુનિક વાણી કેળવાએલા વર્ગના મર્મભાગને આઘાત કરી 'ઉઠો, જાગ્રત થાઓ'ની દૈવવાણી સભળાવતી હતી. તેના પરિણામે અસખ્ય વર્તમાન પત્રો, માસિકો, સાપ્તાહિકો અને દૈનિકો દિવસે દિવસે પ્રચાર પામતા જતા હતા અને નવયુગની વાણી ઇરાનમા સર્વત્ર ફેલાવતા હતા. સ્વેચ્છાચારના યુગમા સમગ્ર ઇરાન ખાતે ફક્ત એકજ વર્તમાન પત્ર હતું. ઇ સ. ૧૯૦૮ ના જુન માસના દૈનિકો અને સાપ્તાહિકો મળી કુલ ૩૦ વર્તમાન પત્રો તહેરાનથી પ્રગટ થતા હતા અને એ સિવાય તબ્રિઝ, ઇસ્પહાન વગેરે સ્થાનોમાથી લગભગ ૧૦ બીજા વર્તમાન પત્રો પ્રગટ થતા હતા. પરતુ ઈ. સ ૧૯૦૮ મા મજલિસ તોડી પાડવામા આવી અને સ્વેચ્છાચારી તત્ર પૂરબહારમા ફાટી નીકળ્યુ તે વખતે આ બધા વર્તમાનપત્રો બધ પડી ગયા વળી ઈ સ. ૧૯૦૫ મા ક્રાન્તિની શરુઆતમા રેસ્ટમા એક ઉદ્યોગી પુરુષના પ્રયત્નથી 'હબ્લિલુલ માતિન' (મજબુ દોરડુ) નામનું એક વર્તમાનપત્ર બહાર પડ્યુ કલકત્તામા આ નામનું એક વર્તમાનપત્ર સપાદકના ભાઈ ફારસી ભાષામા પ્રગટ કરતો હતો. એજ નામ રેસ્ટના 'હબ્લિલુલ માતિન'ને આપવામા આવ્યુ ત્યારબાદ નવીન પ્રેરણા મળતા ઈરાનનું વર્તમાનપત્ર જગત પણ સમૃદ્ધ બનવા લાગ્યુ [૧] જોતજોતામા "ઈરાની-નૌ" (New

૧ "One of the early consequences of the establishment of constitutional government was the birth of a free press."

Persia), 'મજલિસ (Parliament), 'શાર્ક' (East), 'તાજીમ' (Morality) ઇત્યાદિ ઉગ્રપથી વર્તમાનપત્રો ઈરાનમાં સર્વત્ર વચાવા લાગ્યા. 'શાર્ક' પત્રિકા તો આ બાબતમા બહુ આગળ પડતી હતી.[૨]

પરતુ એક તરફથી જેમ નવીન વિચારોના પૂજકો સરકાર મુક્ત મન દ્વારા ભૂતકાળના નાગપાશમાથી મુક્ત બની આગળ ધપવા માગતા હતા, તેમ બીજી તરફથી સરક્ષક દળના ઉપાસકો, ઇરાનના મુલ્લાઓ, મુક્તિ માર્ગના આ સપ્રદાયના પ્રયાસોને જેમ બને તેમ સકુચિત બનાવવા તત્પર રહેતા. રાષ્ટ્રીય તત્રમા સ્વાર્થસિદ્ધિને પૂરેપૂરો અવકાશ મળશે એવી આશાથી આ મુલ્લાઓનો વર્ગ ક્રાતિનુ સમર્થન કરતો હતો, પરતુ એ આશા પાર ન પડવાથી તેઓ પ્રજાતત્ર એ ઇસ્લામ ધર્મ વિરોધી છે એવો મત પ્રગટ કરવા લાગ્યા. ઇરાનના પહાડોથી ભરપૂર સૌંદર્યમય વિસ્તૃત પ્રદેશ પર તે વખત નવીન યુગનુ અમિત તેજ સર્વત્ર વિલસી રહ્યુ હતુ, એ પરમ તેજમા મત અધિકારના ઉપાસકો અધિકાર ખોળવા માટે બાથોડિયા ભર્યા કરતા હતા, મુક્તિના માર્ગમા સર્વથી વધારે અતરાય કારણ વિનાના વહેમો અને વિચાર વિનાના આચારો નાખે છે નવીન પક્ષ આ બન્નેની સામે સખત ઝુબેશ ઉઠાવી ઇરાનને માટે સુગમ માર્ગ રચી રહ્યો હતો. અને તેથી જ પોતાનુ નાશ પામતુ જતુ આધિપત્ય બચાવવા માટે મુલ્લાઓ નાજાક અને કરવવાના ઉ'માઓના કૃતવા લાવી અદ્ય અને અશિક્ષિત પ્રજાને ઉશ્કેરવાના અવિરત પ્રયત્નો કરવા લાગ્યા.

૨ 'શાર્ક' પત્રિકાએ રાષ્ટ્રીય ધીરાણ વખતે લખ્યુ હતુ કે "Persians will make a mountain of their corpses as a barrier against aggression so that posterity may know that torn and mutilated bodies are better than loss of independence and honour"

પરિણામ એ આવ્યું કે તહેરાનનો વડો મુજતાહિદ છુપા મારાને હાથે માર્યો ગયો. થોડા રોજ પછી રાષ્ટ્રીય દળનો એક આગેવાન અલ્લી મહમદખાં મુલ્લાંઓના કાવતરાંને લીધે મરણ પામ્યો. આવી રીતે દિનપ્રતિદિન બનાવો પર બનાવો બનતા ગયા અને નૂતન સાથે પુરાતનની મારામારીથી દેશનો બદ્ધ આત્મા મુક્તિના માર્ગમાં આગળ ધપવા લાગ્યો.

પરંતુ ઈરાનની પ્રજા હજુ તૈયાર નહોતી. સત્યનું રૂપ તેની આંખો સહન કરી શકે એમ નહોતું. પ્રજાનો ખરો આગેવાન પણ હજુ પાક્યો નહોતો. પરદેશી સત્તાઓના નાગપાસથી હજુ ઈરાનનો આત્મા ગુગળાતો હતો. ઈરાનનો નવો શાહ હજુ બાળક હતો. તેની પ્રતિભા, ચારિત્રની ગતિ હજુઅનિશ્ચિતતાના ગર્ભમા છુપાએલી હતી. ભવિષ્યનો રૂપનિમતા, અપારસીમ શક્તિધર પુરુષ કે જે ધૂમ્રસથી છવાએલા અનિર્દેશ્ય રસ્તાપર પ્રકાશ લઇ દેશને અમુક નિર્દેષ્ટ માર્ગે ચલાવવાનો હતો, તે મહાપ્રાણ, ઉદાર પ્રતિભાવાળો જનનેતા હજુ સુગી સાધના વડે રફતે રફતે શક્તિસચયની યોગ્યતા પ્રાપ્ત કરતો હતો.

## પ્રકરણ ૧૧ મું
### મહાયુદ્ધની પહેલાં

" પતન–અભ્યુદય–બંધુર–પંથા, યુગ યુગ ધાવિત યાત્રી
હે ચિર સારથિ ! તવ રથ ચક્રે, મુખરિત પથ દિનરાત્રી..."

મજલિસની સ્થાપના કર્યા બાદ રાષ્ટ્રીય પક્ષના આગેવાનો દેશને સુવ્યવસ્થિત કરવા મંડી પડયા. મજલિસની બહુમતિ પ્રમાણે સામાન્ય રીતે બધાં કામો થતાં હોવા છતાં સુધારણાનો વિરોધી પક્ષ દરેક કાર્યમાં અડચણ નાખ્યા સિવાય રહેતો નહિ. દેશના ખૂણે ખૂણેથી અવ્યવસ્થાના સમાચાર આવતા જતા હતા. ઉત્તર ઇરાનમાં વિખ્યાત લૂટારૂ સરદાર રહિમખાંએ ઇ. સ. ૧૯૦૯ ના સપ્ટેમ્બર માસમાં 'આર્દેલિલ' પર હલ્લો કર્યો હતો. ઇરાનની સરકાર પુષ્કળ પૈસા વેર્યા છતાં તેને કેદ કરી શકી નહોતી. છેવટે ઇ. સ. ૧૯૧૦ ની ૨૪ મી જાન્યુઆરીએ એફ્રાઇમખાંએ તેને ચોમેરથી ઘેરી લીધો. પરંતુ રશિયાની મદદથી તે રશિયન સરહદમાં નાસી ગયો.

દક્ષિણ ઇરાનના પહાડોમાં પણ ત્યાંના રહેવાશીઓએ અશાંતિની આગ સળગાવી હતી. તહેરાનની ક્રાંતિ વખતે આ લુટારૂજાતિ જોરાવર બની ગઇ હતી અને દક્ષિણ ઇરાનના વેપારી માર્ગો પર લૂટફાટ કરવા લાગી હતી. રાહદારીને માટે રાજમાર્ગો પણ ચાલવા માટે, ભય ભરેલા થઇ પડયા હતા. તે સિવાય છેલ્લા બે વર્ષની અંધાધુંધીને પરિણામે

કર વસુલ કરવાનું બંધ રહ્યું હતું આથી ખજાનામાં એકઠો થયેલો પૈસો પણ ખરચાઇ ગયો હતો. ઇ. સ. ૧૯૦૯ના ડિસેમ્બર માસમાં અંગ્રેજ અને રશિયા પાસેથી પાંચ લાખ પૌંડનું દેવું લેવાની ઇચ્છા દર્શાવવામાં આવી. ચતુર વિદેશી સત્તાઓએ દેવું આપવાની હા પાડી પરંતુ એ શરતે કે ઇરાનમાં સર્વત્ર અંગ્રેજ અને રશિયન અમલદારોની નિમણૂક કરવી. ઇરાનને હમેશને માટે બંધનમાં રાખવા માટેની પરદેશી લોકોની આ શરતોનો મર્મ ઇરાની પ્રજા સારી રીતે સમજતી હતી. આવી રીતેજ આ ભોગલાલસાથી ભરેલી પાશ્ચાત્ય જાતો અનિચ્છાવાળી છતાં દુર્બલ જાતિના ખભા પર ચઢી બેસી તેનું હમેશને માટે સત્યાનાશ વાળે છે, આવી રીતેજ જોર જબરીથી બીજાનું ભલુ કરવાની જવાબદારી માથે લઈ તેઓએ આજે દુનિયાનો અર્ધો ભાગ અનાયાસે જપત કરેલો છે. ઈ. સ. ૧૯૦૯ના એપ્રિલની ૯મી તારીખે ઇરાનની મજલિસે આ અપમાનકારક શરતોને ના કબુલ કરી. ત્યારબાદ ઇંગ્લાન્ડની એક ખાનગી બેંકમા સરકારી ઝવેરાત ગીરો મૂકી પૈસા ઉપાડવાની વ્યવસ્થા થઇ, પરતુ સ્વાર્થી અંગ્રેજ અને રશિયન સરકારના કાવતરાંને લીધે આ વાત પણ પાર પડી નહિ.

ત્યાર બાદ રશિયાએ ખુલ્લી રીતે જૂનિ સધિઓ [ Portocol of Aug 25, 1909 ] તુચ્છકારી નાખી નવી સ્થપાએલી રાષ્ટ્રીય સરકાર સામે વિરોધ જાહેર કર્યો અને નાના પ્રકારના ઉપાયો વડે છૂપાં કાવતરાં ઉભા કરી ચોમેર બળવો જગાડવાની તદબીરો અજમાવી. કાઝવિન શહેરમાં દેરાબ મિરઝા નામનો એક ઇરાની સામત રશિયન લશ્કરમાં કામ કરતો હતો. રશિયાની ઉશ્કેરણીથી તેણે ઇ. સ. ૧૯૧૦ ના મે માસમાં રાષ્ટ્રીય સરકાર સામે બડ ઉઠાવ્યું. ઇરાની સરકારનું લશ્કર તેને તાબે કરવા ગયું એટલે રશિયન લશ્કર ખુલ્લી રીતે તેની સામુ થયું અને તેના ગોળીબારથી સેનાધ્યક્ષ મરણ પામ્યો.

૧૬ મી અક્ટોબરે અંગ્રેજોએ ઈરાની મજલિસને છેવટનું કહેણુ મોકલી જણાવ્યું કે દક્ષિણ ઈરાનના વેપારી માર્ગો તરફ ફેલાઈ રહેલી અંધાધુધી દબાવી અંગ્રેજી વેપારને સુરક્ષિત રાખવા માટે અંગ્રેજી લશ્કરને સત્તા આપવી. પરંતુ તે સબંધીનો બધો ખર્ચ ઈરાને વેઠી લેવો. આવાં કહેણથી તુર્કસ્તાન અને ઈરાન એ બને દેશોમાં અસંતોષ વ્યાપ્યો અને કૈસર પર તાર કરી તેની મદદ માગવામાં આવી. પરંતુ પરિણામ એ આવ્યું કે ૫ મી નવેમ્બરની પોટસડામની સંધિ વડે જર્મનિ સાથે જોડાણ કરી રશિયાએ સ્વેચ્છાચાર કરવાનો પરવાનો મેળવી લીધો.

ઇ. સ. ૧૯૧૧ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે ઇસ્પહાનના ગવર્નરનું ખૂન કરવાનો પ્રયત્ન કરનાર ગવર્નરને ઘાયલ કરી રશિયન કોન્સલના ઘરમાં જઈ ભરાયો. ત્યારબાદ પાંચ દિવસ પછી રશિયાની હલકટ ઉશ્કેરણીથી ઇરાનના ખજાનચી સાનિ-ઉદ-દૌલાને તહેરાનના જાહેર રસ્તા પર બે જ્યોર્જિયા વાસીઓએ નિર્દય રીતે મારી નાખ્યો. આ ખુનીઓને પણ રશિયાએ ઇરાનની સરહદ બહાર મોકલી દીધા. ખૂનીઓ પર કામ ચલાવવાનો પ્રશ્ન ઉઠતાં જ રશિયાએ આંખ લાલ ઘૂમ કરી જવાબ આપ્યો કે એ આસામીઓ પર કામ ચલાવવાનો અધિકાર ઇરાનને નથી. આ પ્રમાણે અશક્ત, તાજા, સ્થપાએલાં રાજતંત્રનું ડગલે ડગલે અપમાન કરી સુધરેલી ગણાતી યુરોપીયન રાજસત્તાઓ નફટાઇ અને જંગલીપણું દર્શાવી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી લેવા લાગી. પોતાના દેશમાં દેશદ્રોહી પ્રજાનો ન્યાય ચુકવવાની શક્તિ ઇરાનમાં રહી નહિ. અશક્ત ઇરાન નીચી મુડીએ આ શરમજનક અપમાન સહન કરી રહ્યું.

ચોમેર અવ્યવસ્થાનો પાર નહોતો. આ દરમિયાન ઇ. સ. ૧૯૧૧ના ફેબ્રુઆરીની ૮ મી તારીખે નાસીર-ઉલ-મુલ્ક રિજન્ટ બન્યા બાદ આર્થિક અવસ્થા ઉજાળ કરવા માટે તનતોડ મહેનત કરવા લાગ્યો.

મજલિસની પરવાનગી લઇ સુસ્ટર મોર્ગન નામના એક હોશિયાર અર્થશાસ્ત્રીને અમેરિકાથી બોલાવી ખજાના ખાતાનો ઉપરી બનાવ્યો મહેસુલી ખાતામા ફેરફાર કરવાની તેને કુલ સત્તા આપવામા આવી. સુસ્ટર તેના મદદનીશો સાથે ૧૩ મી તારીખે આવી પહોચ્યો અને તહેરાન ગયા બાદ તરતજ પોતાના ખાતામા વ્યવસ્થા આણવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરતુ રશિયા તેને ડગલે ડગલે દરમ્તો કરવા લાગ્યુ અને નાના પ્રકારના ગોટાળા ઉપજાવવાના પ્રયત્નો કરવા લાગ્યુ. અગ્રેજો પણ પોતાના સ્વાર્થ ખાતર રશિયાના દરેક કામોનુ સમર્થન કરવા લાગ્યા ઇ સ ૧૯૦૭ની અગ્રેજ અને રશિયા વચ્ચેની સધિને પરિણામે ઇરાનમા અગ્રેજોની સત્તા ઓછી થઇ હતી અને રશિયા જ ત્યા સર્વશક્તિમાન બન્યુ હતુ યુરોપની આતર્જાતીય હિલચાલે પણ અગ્રેજોને રશિયાની હા એ હા કરવાની ફરજ પાડી હતી.

મહેસુલ ખાતાના કામકાજની સરળતા માટે સુસ્ટરે એક કેળવાએલી 'લશ્કરી પોલિસ' [Gendarmerie] ઉભી કરવાનો ઠરાવ કર્યો અને અધ્યક્ષ પદે બ્રિટિશ એલચી ખાતાના મેજર સ્ટોક્સ નામના એક અગ્રેજને નીમ્યો. લડનની પરદેશી કચેરીનો આ બાબતમા અભિપ્રાય પુછતા સુસ્ટરને જણાવવામા આવ્યુ કે અગ્રેજ સરકારને આ બાબતમા કોઈ પણ જાતનો વાધો નથી પરતુ સ્ટોક્સને આ નોકરી સ્વીકાર્યા પહેલા હિદી લશ્કરની નોકરી છોડવી પડશે. સ્ટોક્સે તાર કરી રાજીનામુ આપ્યુ પરતુ અકસ્માત એક દિવસે અગ્રેજ એલચીએ જણાવ્યુ કે સ્ટોક્સ ઉત્તર ઇરાનમા કામ કરી શકશે નહિ કારણ કે તે વિભાગમા રશિયાનુ આધિપત્ય છે. રશિયાએ પણ બીક બતાવી હતી કે ઉત્તર ઇરાનમા અગ્રેજ સરદાર નીમાશે તો અમે તે બાબત સામા પગલા લઇશુ. આ અન્યાયને

પણ ઇરાને વેઠી લીધો. સ્ટોક્સને આ જગાએ નીમવામા ન આવ્યો, ઉપરાત તેને રાજીનામુ આપવુ પડ્યુ તેની નુકસાની પેટે મજલિસને અમુક દડ ભરવો પડ્યો. ત્યાર બાદ કેટલાક સ્વીડીશ અમલદારો લાવી શાંતિ અને વ્યવસ્થા સ્થાપવા માટે તેને એક લશ્કર ઉભુ કરવાની સત્તા બક્ષવામા આવી.

આ દરમિયાન માજી શાહ મહમ્મદ અલ્લી એકાએક ઇરાનમા આવી પહોચ્યો અને આથી પરિસ્થિતિમા વધારે ગુચવાડો પેદા થયો. મહમ્મદઅલ્લી ઓડેસામા એકાત વાસ કરતો હતો. રશિયન સરકારે તેને ત્યા નજર કેદ રાખવાનુ વચન આપ્યુ હતુ. કે જેથી તેના તરફથી કોઇ પણ જાતનુ કાવતરૂ ન રચાય. પરતુ ઇ. સ. ૧૯૧૦ ની આખરમા તુર્કોમેન જાતિ સાથે શાહના કાવતરા દર્શક કાગળપત્રો પકડાયા અને ૨૯મી અકટોબરે ન્યાયનિષ્ઠ પરદેશમત્રી હુસેન કુલીખાએ આ બાબતનો સખત વિરોધ રશિયન અને બ્રિટિશ એલચી સમક્ષ લખી મોકલ્યો. આ સાથે આ બાબતની ખાત્રી ન થાય ત્યા સુધી શરત મુજબ શાહને મળતુ વર્ષાસન અટકાવવામા આવ્યુ. પરતુ આ સબધમા રશિયાના એલચીએ જે નિર્લજ વર્તણુક ચલાવી તેનો જોટો મળવો મુસ્કેલ છે. રાત દહાડો પ્રતિક્ષણે પોતાના પોશાકમા સજ્જ થએલ રશિયન અમલદારો હુસેન કુલીનુ રાજધાનીના જાહેર રસ્તા પર અપમાન કરવા લાગ્યા, તેના રહેઠાણના દરવાજા પર ખુલ્લો પહેરો ભરવા લાગ્યા. સ્વતત્ર દેશના આબરૂદાર અમલદાર ઉપર આ પ્રકારનો અસભ્ય વ્યવહાર સુધરેલા દેશોના ઇતિહાસમા ભાગ્યે જ વાચવામા આવશે આવા આંખની પણ શરમ વગરના અત્યાચારથી હુસેનકુલીને પોતાની પદવીનું રાજીનામુ આપવાની ફરજ પડી

૧૮મી જુલાઈ (૧૯૧૧)ને રોજ રાત્રે સમાચાર મળ્યા કે મહમ્મદઅલ્લી કાસ્પીઅન સરોવરને તીરે આવેલા ગુમેશ તાવા નામના

અંદરે ઉતર્યો છે. તેની સાથે ૭ હજુરિયાઓ અને પુષ્કળ હથિયારો, દારૂગોળો અને તોપો છે. આ બધાં હથિયારોથી ભરેલી પેટીઓ પર "ખનિજ જલ"નાં લેબલો ચોડવામાં આવ્યાં હતાં. કાવતરાંબાજ શાહ પોતે પણ બનાવટી મૂછો પહેરી બગદાદી વેપારીનો વેશ ધારણ કરી (બનાવટી પાસપોર્ટની મદદથી) ઈરાનની જમીન પર ઉતર્યો હતો. થોડા દિવસ પહેલાં તબિયત સુધારવાને બહાને મહમ્મદ યુરોપની મુસાફરીએ ગયો હતો. વિએનામાંથી તેણે પુષ્કળ હથિયારો ખરીદ્યાં હતાં અને ત્યાંના રશિયન એલચી સાથે કાવતરું રચી ઈરાન પર હલ્લો કરવાની બીજી તૈયારીઓ કરી હતી. આ કાવતરાંની બધી ખબર તેના સેનાપતિ આર્સાદ–ઉદ્–દૌલાના મરણ વખતની કબુલત પરથી પ્રગટ થઈ ગઈ હતી. રશિયન સરકારની સહાનુભૂતિથી જ રશિયાનો નજરકેદી માજી શાહ મહમ્મદ ઓડેસાથી નાસી ક્રિસ્ટોફોરોસ નામના રશિયન વહાણમાં કાસ્પીઅન પાર આવેલાં આસ્ત્રાબાદ નજીક ઈરાનની હદમાં ઉતર્યો.

આ સમાચાર તહેરાનમાં પહોંચતાં ભારે ઉશ્કેરણી ફેલાઇ ગઇ. નાના પ્રકારની અફવાઓએ સામાન્ય માણસોને ભયભીત બનાવી મૂકયા. આ તરફ મહમ્મદઅલ્લી જેમ ધીરે ધીરે આગળ વધવા લાગ્યો તેમ તહેરાનની રાષ્ટ્રીય સરકાર પણ આ રાજ્યલોભી, જૂલમી શાહને શિક્ષા કરવાની તૈયારીઓ કરવા લાગી. ૨૯ મી જુલાઇએ મજલિસની બેઠકમાં જાહેર કરવામાં આવ્યું કે જે માણસ મહમ્મદ-અલ્લીનું ખૂન કરશે અગર તેને બંદીવાન બનાવી લાવશે તેને ૧,૦૦,૦૦૦ ટોમાન ઇનામ આપવામાં આવશે; મહમ્મદના બાઇ સુલતાનના માટે પણ ૨૫ હજાર ટોમાનનું ઇનામ જાહેર કરવામાં આવ્યું. આ તરફ શાહનો વડો સેનાપતિ અર્સાદ–ઉદ–દૌલા લગભગ બે હજાર તુર્કોમેન સૈન્ય સાથે તહેરાનથી ૪૦ માઇલ દૂર આવી

પહોંચ્યો. એફ્રાયેમ તરત જ તેના સામે જઇ પહોંચ્યો અને ગર્જીય લશ્કરની મદદથી તેના પર હલ્લો કરી, હરાવી બંદીવાન બનાવી લાવ્યો. મહમ્મદઅલ્લીના આ હારેલા અનુચરે મરણ વખતે જે અસાધારણ ત્યાગશક્તિ અને વીરત્વ બનાવી આપ્યું હતું તે તહેરાન વાસીઓને હમેશાં યાદ રહી જશે.

હારેલા આર્માદને તેજ દિવસે રાત્રે આદરમાનપૂર્વક છાવણીમાં લાવવામા આવ્યો. ત્યાં તેને ઉચિત માન આપવામાં આવ્યું અને બીજે દિવસે સવારમા વધ્યભુમિ પર લઇ જવામાં આવ્યો. જીવ બચાવવાના કાલાવાલા અને અનેક પ્રકારની વિનતિઓ આટલે દિવસે વ્યર્થ નીવડ્યા હતા, પરતુ બીજે દિવસે મરણ સમક્ષ ઉભા રહી આ મરણ માર્ગના પ્રવાસીએ જે દ્રઢતા બતાવી આપી તે દરેકને નવાઇ પમાડવા લાગી. આ વીર પુરુષે પોતાની આંખો પર કોઇ પણ જાતનુ આવરણ નાખવાની સમ્મતિ આપી નહિ. કેવળ મરણના અનાવૃત કિનારા પર ઉભા રહી પોતાની છેવટની વિનતિ જણાવી હતી કે તેનો મૃતદેહ તહેરાનમા તેની પત્ની પાસે મોકલવો અને તેના ગળામા પોતાની વહાલી સ્રીના પ્રીતિચિહ્ન સ્વરૂપ જે લોકીટ લટકતુ હતું તે તેના શબ સાથે દાટવું. દૂર હારબંધ લશ્કર અપરાધીને છેવટની સજા કરવા માટે ઉભુ હતું. સુદૂર ધરણીની ચિર પરિચિત લાવણ્યમૂર્તિ તરફ, તેની તૃણલતા શ્યામલ પ્રકાશ છાયાથી વિચિત્ર શતસ્મૃતિ જડિત સ્નિગ્ધ છબી તરફ છેલ્લી વાર નિહાળી રજા લેવાને તૈયાર આર્માદ-ઉદ-દૌલા સૈનિકો સમક્ષ આવી ઉભો. સૈનિકો ગોળીઓ ચલાવવા તૈયાર ઉભા હતા. સેકડો ગોળીઓના વરસાદથી તેનો વીંધાઇ ગએલો દેહ જમીન પર પડ્યો, છતા તેનો પ્રાણ ન ગયો. તેને પૂરો કરવા માટે બીજી ટુકડીને બોલાવવામાં આવી. મૃત્યુને ભેટવા તૈયાર થયેલો વીર તનતોડ પ્રયત્ને ઉઠ્યો, ઘૂટણભર થયો. સામે હારબંધ

ખંદુકોની નાળ તોળાઈ રહી હતી. ત્યાર બાદ તેના શરીરમાંથી લોહીના ફુવારા છૂટવા લાગ્યા. તે સાથે પરલોક જવાને તત્પર બનેલા આ આદમીના મુખમાંથી 'મહમ્મદ અલ્લી શાહ ઘણું જીવો'નો છેલ્લો અવાજ બહાર પડ્યો અને એ વફાદાર વીર સદાને માટે ધરણી તજી ગયો. ઈરાનની પ્રજા તે દિવસે આ મહાન આત્મદાન તરફ મુગ્ધ નજરે જોઈ રહી અને આંસુ લૂછતી લૂછતી ઘેર પાછી ફરી. આર્સાદ-ઉદ્-દૌલ્લાના મૃત્યુ સાથે મહમ્મદ અલ્લીની આશા હમેશને માટે ખૂનાઈ ગઈ. મજલિસના હુકમથી સુસ્ટરે શાહના ભાઈ દેશદ્રોહી સાલારૂદૌલા અને સુયાઉસુદૌલાની સંપત્તિ અને બાગબગીચા ઈરાનની સરકાર વતી જપ્ત કરવા માટે અમલદાર મોકલ્યો, પરંતુ રશિયન સૈનિકોએ તેને પાછો હાંકી કાઢ્યો. ત્યાર બાદ સુસ્ટરે કેટલીક લશ્કરી પોલિસ મોકલી આ સંપત્તિ જપ્ત કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ રશિયન લશ્કરે ઈરાની પોલીસનાં હથિયારો ખૂંચવી લીધાં અને કહ્યું કે આ બધી સંપત્તિ રશિયન બેંકમાં ગીરો મૂકેલી છે; ત્યાર બાદ રશિયન એલચીએ એક ઉગ્ર કઠોર મોકલી જણાવ્યું કે રશિયન કોન્સલના અપમાન બદલ પરદેશ ખાતાના પ્રધાને ક્ષમા માગવી. આ તરફ ઉત્તર ઈરાન કોઈ પણ બહાને કબજે કરવાના હેતુથી રશિયા એન્ઝેલિ બંદરમાં પુષ્કળ સૈન્ય એકત્ર કરવા લાગ્યું. અંગ્રેજ પરદેશ ખાતાના પ્રધાન તરફથી સંદેશો આવ્યો કે ઈરાનની સરકારે આ સ્થિતિમાં ક્ષમા માગવી એ જ હિતકર છે. આથી વળી ઈરાનને એક જબરા અન્યાય સામે માથું નમાવવું પડ્યું. પરદેશ ખાતાનો મંત્રી રશિયન એલચી ખાતામાં જઈ આ બધાં કાર્ય બદલ ક્ષમા માગી આવ્યો.

પાંચ દિવસ બાદ વળી ૪૮ કલાકમાં જવાબ આપવાની શરતે રશિયાએ ઈરાનની સરકારને બીજું ઉગ્ર કહેણ મોકલ્યું. આ વખતે માગણી કરવામાં આવી કે સુસ્ટરને બરતરફ કરવો. જુદા દેશના

અમલદારને નીમતા પહેલા રશિયા અને ઈંગ્લાંડની મંજૂરી લેવી અને ઈરાનમા રશિયાને લશ્કર એકત્ર કરવુ પડ્યુ તેની નુકસાની ભરી આપવી. ઈરાનની સરકાર હવે બે ભાગમા વહેંચાઈ ગઈ. રાજ્યનું ભવિષ્ય અનિશ્ચિત બની ગયુ. મંત્રી સભા રશિયાની માગણી કબૂલ રાખી કોઈ પણ રીતે આત્મરક્ષણ કરવા માગતી હતી એટલુ જ નહિ પણ કેટલાક ખાનદાન કુટુંબો તો મહમ્મદઅલ્લીને દેશમા લાવવાના કાવતરા રચ્યાં કરતા હતા. આ ખાતર રશિયાની મદદ લેવા માટે પણ તેઓ સંદેશા ચલાવતા હતા. વિશ્વાસઘાતી અલા-ઉદ-દૌલાની આ બાબતની એક ચિઠ્ઠી પકડાઈ અને તેને પરિણામે તેને છૂપા મારાને હાથે મરવુ પડ્યુ. અંજુમનો વળી પ્રબળ બનવા લાગી. જોતજોતામા મહમ્મદ અલ્લીનો એક માજી પ્રધાન ફરવા જતો હતો ત્યા ગોળીના મારથી ઘાયલ થયો.

આજે ૧લી ડિસેંબર હતી ૪૮ કલાક પુરા થવાને હવે વિલબ નહોતો. મજલિસની બેઠક શરૂ થઈ. રશિયાના છેવટના કહેણ સબધી થોડા કલાકમા નિર્ણય કરવાનો હતો. ચોમેર, મેદાનમા, મકાન ઉપર, ઓટલા ઉપર ઉત્સુક જનતા મજલિસના નિર્ણયની રાહ જોતી હતી વડા પ્રધાને ઠરાવ મૂક્યો કે રશિયાની માગણી કબૂલ રાખવી ભારે ચુપકીદી વચ્ચે 'વોટ' લેવામા આવ્યા યુવક, વૃદ્ધ, મુલ્લાઓ બધાએ એક મતે રશિયાની માગણી નાકબૂલ કરી આમ મજલિસે દઢતાપૂર્વક દેશની આબરૂ સાચવી લીધી તેહેરાનમા તે દિવસે ઉશ્કેરણીનો પાર નહોતો. એક તરફથી આત્મવિશ્વાસના અપરિસિમ ઉદ્દીપનનો પ્રકાશ ઝળહળતો હતો ત્યાર બીજી તરફ આવતી વિપત્તિના વાદળા ઘેરા બનતા જતા હતા ડિસેમ્બર માસના એ છાયા ભયવાળા દિવસો કોઈ પ્રકારની ગાઢ શંકાથી છવાઈ રહ્યા હતા, રશિયાના જૂલમો કઈ રીતે કેવા રૂપમા પ્રગટ થશે તેનો કઈ ધડો નહોતો અજાણ્યા ભયથી, ફફડાટથી આકાશ ભારે બની ગયુ હતું.

ઇસ્લામને નામે મુલ્લાઓએ રશિયા અને ઇંગ્લાંડનો માલ બોયકોટ કરવાની જાહેરાત બહાર પાડી. જોતજોતામા ચોમેર બોયકોટનો પ્રચાર વધી પડ્યો ખાલી ટ્રામગાડીઓ રસ્તા પર દોડવા લાગી. વિદ્યાર્થીઓ, યુવકો અને સ્ત્રીઓના ટોળેટોળા બહાર નીકળી પડ્યા અને ટ્રામમા બેઠેલા ઉતારૂઓને નીચે ઉતારવા લાગ્યા બ્રિટિશ અને રશિયન માલની દુકાનો પર પથરા પડવા લાગ્યા. અફવાઓ સભળાવા લાગી કે રશિયાનું ગજાવર લશ્કર ઇરાનના ઉત્તર ભાગમાથી તહેરાન તરફ ધસવા તૈયાર થઇ રહ્યુ છે વળી ઉશ્કેરણીનો પવન ફુકાયો. એ દરમિયાન વળી એવા સમાચાર ફેલાયા કે હવે મજલિસ બીકની મારી અગર તો લાલચની મારી રશિયાની શરતો સ્વીકારવા તૈયાર થઇ છે બધાના મનમા ઉદ્વેગ થાય છે, બજારે બજારે તર્કવિતર્ક થાય છે કે ઇરાનનુ છેલ્લુ આશાસ્થલ, રાષ્ટ્રની મર્યાદાની એક માત્ર રક્ષક મજલિસ હવે શુ કરશે ?

દેશના આ પરમ દુર્દિન વખતે, કરોડો નરનારીઓની શકાથી છવાઇ ગએલી અશુભ ક્ષણ વખતે, દિગત વિસ્તારી કાળા વાદળોને વિદીર્ણ કરી ઇરાનની મહિમામય નારી મૂર્તિ ઝળકી ઉઠી એ ઝળહળતી જ્યોત જેવી નારી મૂર્તિના એક હાથના કલ્યાણના પ્રદાસ રૂપ સુધા ક્લશ હતો અને બીજા હાથમા અભય વરદાન હતુ આત્મ વિસ્મૃત દેશને માટે એ એક મહા ક્ષણ હતી યુગના અત ભાગની ગુપ્ત શક્તિ પ્રાણ પ્રાપ્ત કરી અમાપ ગર્જનથી ગાજી ઉઠી, સુપ્ત ચેતનાને તેણે પ્રહણ આઘાત કરી જગાડી મૂકી પથભ્રાન્ત પથિક જેવા પુરુષોને સ્ત્રીજાતિએ આદર્શની ઉદ્દીપના, પ્રેરણા અર્પી પુરુષો સત્ય પ્રાપ્ત કરી બચ્યા, તેના મોહથી ઘેરાએલી આંખો આગળથી ધૂમમના આવરણો દૂર થયા, સત્ય માર્ગ તેઓની દૃષ્ટિ સમિપ પ્રગટ થયો પુરાતન પત્થરના કારાગૃહ તોડી, ભૂતકાળના ભેદી "હરેમ"ની મોનાની ભોગજો બાગી સો

કરતા વધારે સ્ત્રીઓ કે જેઓએ સૂર્યના કિરણોમાં પણ મુસાફરી કરી ન્હોતી તેઓ કાળા બુરખા અને શ્વેત અવગુંઠનમાં સજ્જ થઈ તહેરાનના રાજમાર્ગ પર ધોળે દિવસે બહાર પડી, તેઓનું લક્ષ્ય નિશ્ચિત હતું તેઓની ગતિ અચળ પ્રતિજ્ઞાથી દૃઢ હતી તેઓના હાથમાં એકેક રિવોલવર લાંબા છેડામાં છુપાવેલી હતી મજલિસના મકાન પાસે જઈ તેઓએ અંદર પ્રવેશ કરવાની પ્રેસિડેન્ટ પાસે રજા મંગાવી આ અણધાર્યા દૃશ્યથી ઈરાનીઓની આંખો આશ્ચર્યસાગરમાં ગરક થઈ ગઈ તેઓના અંતઃકરણ નારી જાતિ પ્રત્યેની શ્રદ્ધાથી ઉદમદ થઈ રહ્યા

પ્રેસિડેન્ટ તેમના પ્રતિનિધિઓને માનપૂર્વક અંદર લઈ ગયો મજલિસ સમક્ષ ઉભા રહી આ સ્ત્રી પ્રતિનિધિઓએ પોતના અવગુંઠનો ફેંકી દીધા, હાથમાં રિવોલવરો ઉંચી કરી તેમણે મોટા અવાજે જણાવ્યું કે ઈરાનીઓ જો પોતાના દેશની મર્યાદા વિસરી જઈ માતૃભૂમિને કલંક લાગે એવું કંઈ કબૂલ રાખશે તો અમે આ રિવોલવરો વડે અમારા પ્રિયજનોને પણ મારી નાખતા અચકાશું નહિ રમણી જાતિના મધુર કંઠ મારફતે આવી સ્વતંત્રતાની અપૂર્વ વાણી સુણી ઈરાનીઓ ધન્ય બની ગયા છેવટે હજારો લાલચો ભયોના ઓથારે ચંપાયા છતા મજલિસે રશિયાની માગણી ધૂતકારી કાઢી રશિયા પણ જોર જબરાઇથી મજલિસને તોડી પાડવા તૈયાર થયું ¹

---

1 All honour to the vailed women of Persia "—With the constraining traditions of the past around them with the idea of absolute dependence upon the fancy and caprice of men before them deprived of all opportunity to educate themselves along modern ideals, watched gaurded and rebufted they drank deep of the cup of freedom s desire and offered up their daily constri

પરતુ વિશ્વાસઘાતી પ્રજાભક્ષે રશિયાની ઉશ્કેરણીથી ઇ. સ ૧૯૧૧ ના ડિસેમ્બરની ૨૪મી તારીખે સધ્યાકાળ પહેલા લશ્કર સાથે મજલિસ પર હલ્લો કર્યો સભાસદોને મકાન બહાર હાકી કાઢ્યા. મજલિસ હૉલને ચોક્ક તાળુ માર્યું. સુસ્ટર લાગલાગટ ૮ માસ સુધી ઇરાનનુ ભલુ કરવાનો વ્યર્થ પરિશ્રમ કરી ૧૦મી જાન્યુઆરી ૧૯૧૨ને રોજ સ્વદેશ ચાલ્યો ગયો. ઇરાનનુ આટલા દિવસનુ કર્યું કારવ્યુ ધૂળ મળ્યુ. તક મળતા રશિયા ઉત્તર ઇરાનમા આવેલા એઝેલિ, રેસ્ટ અને તબ્રિઝમા અમાનુષી અત્યાચારો ગુજારવા લાગ્યુ. ઇરાનને કાયમને માટે બધનમા ઝકડી રાખવા માટે અથાગ પ્રયત્નો કરવા લાગ્યુ. ઇ સ ૧૯૧૨ના માર્ચની ૧૮મી તારીખે રશિયા અને અગ્રેજોએ એકત્ર મળી ઇરાનને બે લાખ પૌંડ આપવાનો ઠરાવ કર્યો. આ ઠરાવ ૨૦મી માર્ચે ઇરાનના પ્રધાનમડળે કબૂલ રાખ્યો આ રકમને બદલે જ્યા સુધી ઇરાન એ રકમ પાછી ભરપાઇ ન કરે ત્યા સુધી અગ્રેજો અને રશિયનો ઇરાનના જગાતખાતા પર સપૂર્ણ કાબૂ રાખે એમ ઠર્યું. મહમ્મદઅલીનુ પેન્શન ચાલુ રાખવાનુ નક્કી થયુ. તેના દેશનિકાલ થએલા અનુયાયીઓને કરેલી સજા પાછી ખેચી લેવામા આવી

આવી રીતે ઇરાનની રહી સહી સત્તા પણ વિદેશીઓએ ઝૂટવી લીધી ઇરાન પોતે, પોતાની મેળે પરાધિનતાના પાશમા સપડાયુ. ઇરાનનો આત્મા થોડા સમય માટે વળી મૂર્છામા પડ્યો.

---

bution to their country s cause, watching its servants each moment with a mother's jealous eyes, and failing not even in that grim, tragic hour when men's hearts grew weak and the palsying dread of the prison and its tortures, the noose and the bulet had settled on the bravest in the land"

# પ્રકરણ ૧૨મું
## મહાયુદ્ધના અરસામાં

થોડાં વર્ષથી ઇરાનના રાજદ્વારી જગતમાં ધીરે ધીરે એક નવીન સત્તા પ્રગટ થતી જતી હતી. ઇંગ્રેજ અને રશિયા તો બહુ જુના સમયથી ઇરાન પર સત્તા ચલાવવા તત્પર બન્યા હતાં, પરન્તુ ઓગણીસમી સદીના અંત ભાગમાં જર્મનિ ઇરાની બાબતમાં પોતાનો પ્રભાવ ફેલાવવાના પ્રયત્નો કરવા લાગ્યું હતું. જો કે તેને વારંવાર આ બાબતમાં પીછેહઠ કરવી પડતી હતી અને છેવટે ઇ. સ. ૧૯૦૭માં અંગ્રેજ અને રશિયા વચ્ચે સંધિ થતાં ત્યારથી ઉત્તર અને મધ્ય ઇરાનમાં રશિયાનો પ્રભાવ કાયમને માટે સ્વીકારવામાં આવ્યો. આ વ્યવસ્થામાં ઇરાનમાં અંગ્રેજો કરતાં રશિયા વધારે જોરાવર બન્યું અને ખરૂં કહીએ તો તેજ ત્યારથી ઇરાનનું કર્તાહર્તા વિધાતા બન્યું. આ સંધિની શરતો બાબે ઇરાનને કંઇ પણ પૂછવામાં આવ્યું નહોતું. ઇરાનની ઇચ્છા કે અનિચ્છાની દરકાર રાખ્યા સિવાય રશિયા અને ઈંગ્લાંડ પોતે જ તેના વાલી થઇ બેઠા, અને વાલીપણું ભોગવવા સત્તા ને દોર ચલાવવા તૈયાર થઇ ગયા. [1]આને પરિણામે ઇરાનમાં આ બે દેશના લોકો વિરૂદ્ધ ભારે દ્વેષ ફેલાયો. અને આ દ્વેષનો લાભ લઇ જર્મનિ ઇરાનમાં પગપેસારો કરવાની મહેનત કરવા લાગ્યું.

---

૧ "In Persia England and Russia play the game, the others look on and mark the points."

ઇ. સ. ૧૯૧૪ના મધ્ય ભાગમાં જર્મનિનો આ પ્રયત્ન પાર પડે એવી નિશાનીઓ જણાવા લાગી.

ઈ. સ. ૧૯૧૪ ના જુલાઈ માસમા સુલતાન અહમદશાહની રાજ્યાભિષેક ક્રિયા ઉજવવામાં આવી અને ત્યાર બાદ થોડા જ રોજમાં યુરોપની મહાન લડાઇ ફાટી નીકળી. તરત જ આ લડાઈમાં તટસ્થ રહેવાનું જાહેરનામુ મજલિસે પ્રગટ કર્યું. ગત વિપ્લવ બાદ ઇરાન નાના પ્રકારની અવ્યવસ્થાને કારણે તદ્દન નિર્બળ બની ગયું હતુ. લડાઇમાં જોડાવા જેટલી તેનામાં તાકાત પણ રહી નહોતી. આમ છતાં આ તટસ્થ કહેવાતા પ્રદેશની જમીન પર પણ લડાઈ કરતી સત્તાઓના ઘોડાના દાબડા ગાજવા લાગ્યા. ગરીબ બિચારૂ ઇરાન, પોતે તટસ્થ હોવા છતાં પોતાની સંપૂર્ણ તટસ્થતા જાળવી રાખવાની તાકાત વિનાનુ હતુ.[1]

લડાઈમા જોડાવા વિષે ઈરાનમા પુષ્કળ ચર્ચાઓ થતી. ચળવળો થતી. આ બાબતમાં ઇરાનીઓમાં પુષ્કળ મતભેદ હતો. પરતુ મુસલમાન રાજ્ય તુર્કસ્તાને કાફિરો વિરદ્ધ જેહાદ પોકારી હોવાથી ઇરાનનુ સામાન્ય વલણ તુર્કસ્તાન તરફ જ હતુ. આ સિવાય ઇરાનીઓ ઈંગ્લાંડ અને રશિયાને તો અંતઃકરણપૂર્વક ધિક્કારતા હતા. આથી જર્મનિ અને તુર્કસ્તાન તરફ ઈરાનનું વલણ હોવા છતા અશક્તિને લીધે તટસ્થવૃત્તિ ધારણ કર્યા સિવાય તેને ચાલે તેમ નહોતું.

લડાઈની શરુઆતમાં જ અંગ્રેજોએ એક દરિયાઇ કાફલો મોકલી ઇરાની અખાતના ઉતર ભાગમાં આવેલુ બસરાબંદર કબજે કર્યું હતું

1. "But her geographical position and the anarchy that prevailed throughout the country made her a fine field for the intrigues and military action of others"

અને બ્રિટિશ તેલનો વેપાર સુરક્ષિત રાખવા માટે આબ્બાદાનો પણ કબજો લેવામાં આવ્યો હતો. આ તરફથી તુર્કસ્તાનના લશ્કરે પણ ઈ. સ. ૧૯૧૫ની શરુઆતમાં તબ્રિઝ કબજે કર્યું હતું. પરંતુ થોડા રોજમાં તેના હાથમાંથી રશિયાના લશ્કરે તે પાછું કબજે કરી લીધું. ત્યાર બાદ કેટલાંક ખંડયુદ્ધો પછી તુર્કસ્તાને દક્ષિણ તરફ અંગ્રેજો ઉપર ચડાઈ કરવાની તૈયારી માંડી. બગદાદથી જે માર્ગ હામાદાન થઈ ચાલ્યો ગયો છે તે માર્ગ કબજામાં લઈ ઇરાનમાં અને જો સંભવ જણાય તો અફઘાનિસ્તાનમાં અંગ્રેજો વિરુદ્ધ ચળવળ ચલાવવી એવા ઉદ્દેશથી તુર્કી દક્ષિણ દિશામાં પોતાનું બળ જમા કરવા લાગ્યું અને જર્મની તેને જોઈતી મદદ આપવા તૈયાર થયું.

કેરમાનશાહનઃ જર્મન કોન્સલ સ્રુનમેને આજુબાજુની ડુંગરી જાતોમાં બંદુકો અને પૈસો વેરી પુષ્કળ બળ જમાવ્યું હતું. ઈસ્ફહાનમાં પ્યુગન નામનો જર્મન જાસુસ પ્રજાને ઉશ્કેરી રહ્યો હતો. એ માણસ નો એમ જ કહેતો હતો કે સમગ્ર જર્મન પ્રજા ઈસ્લામી બની છે અને કૈસર પોતે મુસલમાન બની "હાજી વિલિયમ" બન્યો છે. તહેરાનમાં પણ જર્મન, તુર્ક અને ઑસ્ટ્રિયન પ્રધાનો પુષ્કળ પૈસો અને અપાર હથિયારો વેરતા હતા.

જર્મનોની આવી સખત ચળવળનું છેવટ પરિણામ આવ્યું ખરૂં. ઈ. સ. ૧૯૧૫માં આહવાઝમાં અંગ્રેજો સાથે તુર્કોને લડાઈ જામી હતી. તુર્ક ઘોડેસવારોનાં ટોળેટોળાં સરહદ ઓળંગી કેરમાનશાહ આવી પહોંચ્યાં. તે વખતે ચોમેર જર્મનોની રણહાક વાગતી હતી. ઈસ્ફહાનના વાઈસ કોન્સલનું ખૂન કરવામાં આવ્યું. ઓગસ્ટમાં સ્રુનમેન કેટલાંક લશ્કર વડે હામાદાનનો રસ્તો રોકી બેઠો. સપ્ટેમ્બરમાં ઈસ્ફહાનના બ્રિટિશ કોન્સલ જનરલ ગ્રેહામ પર ગોળીબાર કરવામાં આવ્યો. થોડા રોજ (શિરાઝના બ્રિટિશ વાઈસ કોન્સલનું ખૂન કરવામાં આવ્યું. ઉત્તર ભાગમાં

ઉર્મિયા સરોવરની આજુબાજુ તુર્કો મરજીથી અમન ચલાવવા લાગ્યા. આ બધી લડાઈમાં બજેત્રી જાતિઓ ઇરાનની જમીન પર મરજીમાં આવે તેવા જુલમો ગુજારતી છતાં ઇરાનની સરકાર તેને કંઇ કરી શક્તી નહિ. ઇસ્પહાન તો તે વખતે જર્મની અને તુર્કોના પુરેપુરા કબજામાં આવ્યું હતું ત્યાંની સ્થિતિ થોડા દિવસ તો એવી રહી કે રશિયનો અને અંગ્રેજો તે શહેરનો ત્યાગ કરી તહેરાન ચાલ્યા ગયા.

આ તરફ રાજધાનીની સ્થિતિ પણ કંઇ બહુ સારી નહોતી. ઇ. સ. ૧૯૧૫ના નવેમ્બર માસમાં માલમ પડ્યું કે જર્મન અને ઓસ્ટ્રિયન એલચી ખાતા ભાડુતી યુરોપીઅન સૈનિકો અને ઇરાની લશ્કરથી ભરપૂર બની ગયા છે તેમાંના બધા સૈનિકો લડવા માટે તૈયાર થઇ ઉભા છે. મજલિસના ઉપરથી સભાસદોમાંના લગભગ બધા જર્મનોની તરફેણમાં હતા. તેઓ શાહને અંગ્રેજો સામે જર્મનોને મદદ કરવાનું સમજાવી રહ્યા હતા. શાહ તો પરિસ્થિતિ જોઇ આભો જ બની ગયો હતો. પ્રધાનમંડળ પણ લડાઇમાં જોડાવા માટે આનાકાની કરી રહ્યું હતું. અફવા ફેલાઇ રહી હતી કે શાહ અને પ્રધાનમંડળ જર્મનોની લાગવગવાળા ઇસ્પહાનમાં જઇ રહેવાના છે. આ સમાચાર સાંભળી રશિયાના લશ્કરની ટુકડી મિત્રરાજ્યોના એલચી ખાતાના રક્ષણ માટે તહેરાનથી થોડા માઇલ દૂર આવી ઉભી. આ દરમિયાન તહેરાનમાંના જર્મન, તુર્ક અને ઓસ્ટ્રિયન એલચીઓ તહેરાન છોડી દક્ષિણ બાજુએ થોડા માઇલ દૂર શાહ અબ્દુલ આઝીમ તરફ જઇ રાહ જોવા લાગ્યા. તેઓને આશા હતી કે સુલતાન અહમદ શાહ પણ અમારી સાથે ભળી ઇસ્પહાન તરફ રવાના થશે.

૧૫મી નવેમ્બરે પ્રતિસ્પર્ધિ સત્તાઓ વચ્ચે એક તુમુલ યુદ્ધ શરૂ થયું અને શાહ શું કરે છે તે તરફ બન્ને પક્ષ એક સરખી આતુરતાથી જોવા લાગ્યા. શાહ અબ્દુલ આઝીમમાં જર્મન, તુર્ક ને

ઑસ્ટ્રિયન એલચીઓ મજલિસના ઉચ્ચપદથી સભાસદો અને શાહના આગમનની આશામાં દિવસો ગણવા લાગ્યા. આ તરફ બાળક સુલતાન અહમદ શાહ શોચનીય દશામાં આવી પડી આનાકાની કરવા લાગ્યો. પ્રધાનમંડળમાંના દરેકે શાહને ઈસ્પહાન જવાની સલાહ આપી. કેવળ કાજરવંશી ફર્માન ફાર્મા દૃઢતાપૂર્વક તટસ્થ રહેવાની સલાહ આપવા લાગ્યો. છેવટે શાહે તહેરાન રહેવાનોજ નિશ્ચય કર્યો અને જાહેરનામું બહાર પાડ્યું કે ઈરાની સરકાર તટસ્થ નીતિ ધારણ કરશે. થોડા રોજ પછી ફર્માન ફાર્મા વડો પ્રધાન થયો એટલે સ્થિતિ અંગ્રેજોને માટે આશાજનક થઇ પડી. પરંતુ હજુ કુમ, હામાદાન, યજદ અને કેરમાનમાં જર્મનોની લાગવગ જબરી હતી. ત્યાર બાદ ઇ. સ. ૧૯૧૬ માં પરિસ્થિતિ ફેરવાઇ ગઇ અને ઘટના સ્રોત અંગ્રેજો અને રશિયાની તરફેણમાં ફેરવાવા લાગ્યો. રશિયાના લશ્કરે ડિસેમ્બર માસમાં હામાદાન અને કુમ કબજે કર્યાં. માર્ચ માસની અધવચમાં બગદાદથી ૧૨૦ માઇલ દૂર કેરિન્દ નામના સ્થળ સુધી તુર્ક સૈન્યને પાછું હઠવું પડ્યું અને ઈસ્પહાનમાં અંગ્રેજ અને રશિયન એલચીખાતાં પાછાં સ્થપાયાં. આ દરમિયાન સ્મુનમેનને તેના સહચારો સાથે એક પહાડી સરદારે પકડ્યો અને બંદીવાન બનાવી તહેરાન મોકલ્યો.

આ તરફ અંગ્રેજો એ દક્ષિણ ઇરાનમાં આહવાઝમાં પોતાનો પાયો મજબૂત કર્યો. ત્યાર બાદ ઇ. સ. ૧૯૧૬ માં પ્રખ્યાત અંગ્રેજ સેનાપતિ સરપર્સિ સાઇકસ દક્ષિણ ઇરાનમાંનો બળવો શમાવી ત્યાં શાંતિ સ્થાપવા માટે બંદર અબ્બાસ ઉતર્યો. તેણે કેરમાનમાં કોન્સલ તરીકે અને પછીથી મશદમાં કોન્સલ જનરલ તરીકે લગભગ ૨૦ વર્ષ સુધી ઇરાનમાં નોકરી કરી આ દેશ સંબંધમાં પુષ્કળ માહિતિ મેળવી હતી. • પ્રકસે આવી દક્ષિણ ઇરાન રાઇફલ્સ નામની એક કાર્યક્ષમ ટુકડી

ઉભી કરી અને કેરમાન, યઝ્દ, ઇસ્પહાન, શિરાઝ વગેરે સ્થળોના ડુંગરી જાતિના બળવા દબાવી દીધા. આ રીતે તેના પ્રયત્નથી ઇરાનમા સર્વત્ર શાંતિ સ્થપાઇ.

ત્યાર બાદ ઇ. સ. ૧૯૧૭ ના માર્ચ માસમા રશિયામા રાજ્ય અને સમાજ વિપ્લવ થયો. ઝારતંત્ર નાશ પામ્યું અને બોલશેવિક તંત્ર સ્થપાયું. આ સાથે લશ્કર સંબધીનુ પ્રથમ જાહેરનામુ પ્રગટ થયુ [ Army Order 1 ] આને પરિણામે ઇરાનમા રશિયાનો કાબૂ શિથિલ થઇ પડ્યો અને રશિયન સૈન્ય ઇરાનમાથી પાછુ ખેચી લેવામાં આવ્યુ. હવે ઇંગ્રેજની સત્તા ઇરાનમા જોર પર આવી. છેવટે ઇ. સ. ૧૯૧૮ ના અક્ટોબર માસમા દક્ષિણ ઇરાનના ડુંગરોમા કારગાઇ જાતિના પ્રબળ સરદાર સલિતુદૌલાને હરાવી અંગ્રેજો ઇરાનમા અજેય થઇ પડ્યા. હવે ઇરાનમા અંગ્રેજો સાથે હરિફાઇ કરનાર કોઇ રહ્યું નહિ. ઉત્તરમાથી રશિયાનો પગદંડો સદાને માટે ગયો હતો. દક્ષિણમા જર્મનો કે તુર્કો રહ્યા નહોતા. ઇરાનના વિશાલ પ્રદેશ પર નિશ્ચિત ચિત્તે જાલ બિછાવવાના પ્રયત્નો હવે થવા માડ્યા.

થોડા રોજ બાદ ઇ. સ ૧૯૧૯ના ઓગસ્ટ માસમા ચતુર અંગ્રેજો એક એંગ્લો પર્શિયન એગ્રીમેન્ટ ઇરાનની ખાધ પર ચડાવવાની વ્યવસ્થા કરવા લાગ્યા. આ એગ્રીમેન્ટમા ઇરાનની સ્વતંત્રતા નામની જ સ્વીકારવામા આવી હતી. વાસ્તવિક રીતે ઇરાનને બરોબર સકંજામા લેવાની બધી વ્યવસ્થા તેમા યોજાએલી હતી. આ એગ્રીમેન્ટ મુજબ ૧ ઇરાનના સ્વતંત્રતાના જુદા જુદા વિભાગમા સુધારણા માટે અંગ્રેજ અમલદારો નીમવામા આવશે અને તેનો બધો ખર્ચ ઇરાનની સરકારે ભોગવવો પડશે ૨ ઇરાનમા શાંતિ સ્થાપવા માટે એક એકત્ર અંગ્રેજ-ઇરાની લશ્કર ગોઠવવામા આવશે અને તેના અમલદારો અને હથિયારો ઇરાનની સરકારની જુમેદારી ઉપર અંગ્રેજો પુરા પાડશે.

૩ રાજતંત્રની સુધારણામાં મદદ મળે એ હેતુથી અંગ્રેજો ઈરાનને પૌંડ આપશે અને તેના બદલામાં દેશનું જકાતખાતું, લશ્કર, રેલ્વે અને જરૂર પડતાં બીજાં ખાતાં અંગ્રેજોના કબજામાં રહેશે

આ કરારનામું મહાયુદ્ધના અંત પહેલાં થયું હોવા છતાં ચતુર અંગ્રેજોએ તેને પ્રજા સંઘ સમક્ષ રજૂ કર્યું નહોતું ઈરાનમાં કોઈ પણ જાતની દરકાર વિના અધિકારો ભોગવવા માટે ઈરાનને પ્રજાસંઘના પ્રભાવ બહાર અંગ્રેજોના વ્યક્તિગત અધિકાર [Private Preserve] તરીકે રાખવામાં આવ્યું

પરંતુ આ કરારનામાનું આંતરિક રહસ્ય સમજતાં ઈરાનીઓને વાર લાગી નહિ આ મિત્રતાના બહાના તળે નવીન રીતે પરાધીનતાના નાગપાશમાં જકડાવાનું જોખમ હતું એ વાત ઈરાનીઓથી છાની રહી શકી નહિ જોતજોતામાં આ કરારનામા વિરુદ્ધ પ્રજામત જોરોથી પ્રગટ થવા લાગ્યો વર્તમાનપત્રોમાં સભાઓમાં સમિતિઓમાં સર્વત્ર આ ચળવળ દિનપ્રતિદિન વધતી ચાલી

ઘણી લાંબી આશા રાખી ઈરાનવાસીઓએ ઈ સ ૧૮૦૮માં સ્વેચ્છાચારી તંત્રનો નાશ કરી બંધારણપૂર્વકનું રાજતંત્ર સ્થાપ્યું હતું વિશ્વના દરબારમાં વહાલી જન્મભૂમિનું સિંહાસન સ્થાપવાની દૃઢ આશાથી તેઓએ તનતોડ મહેનત આદરી હતી પરંતુ પ્રકૃતિનું અમોઘ વિધાન સિદ્ધ થયું મહાયુદ્ધ પછી વળી ચોમેર અવ્યવસ્થા ફેલાઈ ગઈ આર્થિક સંકડામણ રાજતંત્રને પીડવા લાગી અંગ્રેજોની સર્વગ્રાહી ભૂખ અને યુવાન શાહની ભોગવિલાસી ટેવો દેશની પ્રગતિના માર્ગમાં બાધક થઈ પડ્યાં

ઈ સ ૧૮૧૯માં સુલતાન અહમદશાહ ઈંગ્લાંડ ગયો અને ત્યાંથી પૅરિસ આવી ઘણા દહાડા ત્યાં રહ્યો મહાયુદ્ધ પછી દુનિયામાં સર્વત્ર

સ્વાધીન કે પરાધીન જાતિઓમાં આત્મરક્ષણ અને આત્મસંગઠ્ઠનનો વાયરો ફૂંકાવા લાગ્યો. પરંતુ ઇરાનનો તરુણ રાજવી નિશ્ચિંત ચિત્તે પેરિસના વિલાસભવનોમાં ભોગવિલાસમય જીવનમાં જિંદગીનો અમૂલ્ય કાળ ગુજારવા લાગ્યો. મહાયુદ્ધને પરિણામે વર્તમાન યુગના નિર્દય જીવનસંગ્રામથી જાતિને બચાવવા માટે તનતોડ પ્રયત્નોની, યુગોપયોગી પદ્ધતિની જરૂર હતી અને તે જરૂરિયાતો સંબંધમાં ઇરાનનો શિક્ષિત વર્ગ તીવ્રભાવે સચેતન થતો જતો હતો ત્યારે ઇરાનનો શાહ અમલાયતનની પેઠે પેરિસના ભોગ વિલાસભવનોમાં મજા માણતો હતો.

વર્તમાન સંસ્કૃતિનું કેંદ્રભૂમિ યુરોપ આજે અપાર ગર્વથી સારી દુનિયાની છાતી ઉપર પોતાની સત્તા જમાવી રહ્યું છે અને પરસ્પર વચ્ચે મજેથી ભોગવટો ચલાવવાનો બંદોબસ્ત કરી દુનિયાના ઐશ્વર્યનું શોષણ કરી પોતાનો ભંડાર ભરપૂર કરવાના પ્રયત્નો કરી રહ્યું છે. દુનિયાના વિભાગો પાડવા માટે ત્યાંનાં રાજ્યો પરસ્પર ધુરકાધુરકી કરી રહ્યા છે અને એ ધુરકાધુરકીને લીધે જ આંતર્જાતીય પ્રશ્નો, લડાઇઓ અને વર્તમાન યુગને લગતી ગુંચવણો પેદા થઇ છે. ખાસ કરીને પૂર્વના વિસ્તીર્ણ ભૂમિભાગના અક્ષય ધનભંડારને તાબે કરવાનું સ્વપ્ન આજકાલ પશ્ચિમની લોભી પ્રજાના મનને લલચાવી રહ્યું છે. આ ખાતર તેઓ પરસ્પર ઇર્ષ્યા, દ્વેષ, રીસ વગેરે અનેક ક્રિયાઓ ભજવી રહેલ છે અને જગતમાં સર્વત્ર પાશ્ચાત્ય જાતિના આ લોભની અપરિસીમ નિર્લજ્જતા હદ ઓળંગી ગએલ છે. લડાઇ પછી પશ્ચિમની આ બેડોળ મૂર્તિ વધારે નગ્ન સ્વરૂપમાં ઇરાનની પ્રજા સમક્ષ રજૂ થઇ અને પરિણામે ઇરાનના ખૂણે ખૂણામાં નવ જાગૃતિનાં મોજાં ઉછળવા લાગ્યાં. આટલા દિવસના દારુણ પ્રયાસો છતાં સ્વતંત્રતા રૂપી અમૂલ્ય રત્ન તેના લલાટમાં લખાયું નહોતું. મહાયુદ્ધ પછી તેઓ આ બાબતમાં ફરીથી ઝુંબેશ ઉઠાવવા લાગ્યા.

જગતના ઇતિહાસના ક્ષેત્રને વિષે વીસમી સદીની સંઘર્ષમય આલોહવામાં જાતિવિજાતિ આજે કુચકદમ કરતી પોતાના ઉજ્જવલ ભવિષ્ય તરફ દોડી રહી છે. જગત આજે તુમુલ વિપ્લવની ઝાડીઓ વડે જૂના કચરાને સુકાએલાં પાંદડાની માફક ઉડાડી રહ્યું છે. અને એ રીતે પૃથ્વીની સપાટી સાફ કરવાનો પ્રયાસ બેઠી રહ્યું છે. ઇરાનમાં પણ સર્વત્ર પ્રભાતગીતના સુંદર સૂર મનુષ્યને નિદ્રાથી ચમ્પૂર બનાવી રહ્યા છે.

પરંતુ બીજી તરફથી ઇરાનના કરોડ મનુષ્યોનો ભાગ્ય વિધાયક, ભોગ વિલાસી તરુણ શાહ પોતાની પ્રજાના લોહીનું છેલ્લું રૂધિરબિંદુ શોષી પાશ્ચાત્ય વિલાસ ભૂમિ પર અપાર આનંદ લૂટી રહ્યો હતો. તેનું ઉછૃંખલ જીવન અત્યારે પશ્ચિમનો ભોગ વિલાસરૂપી મદિરા પી ચકચૂર બન્યું હતું જાગ્રત જાતિઓની કુચનો કલરવ તેના કાન સુધી પહોંચતો નહોતો. તેના પોતાના દેશની ધડકતી છાતી નીચે વારવાર વિદ્યુતસ્ફુરણ દિશાઓને ચમકાવી આમતેમ દોડ્યા કરે છે એ સમાચાર પણ તેની મરણને કિનારે આવી પડેલી ચેતનાને ચમકાવી શક્તા નહોતા. તેનો ભોગમુગ્ધ પ્યાલી જીવડો સ્વપ્નલોકની માયાથી મુગ્ધ બની ફ્હાસ ગુજારતો હતો. પેરિસ તેને મન સ્વર્ગ હતું. આ દરમિયાન ઇરાનની ભૂમિ પર નવીનતા પોતાના જ્યડકા વગાડી રહી હતી અને એ જ્યડકા સાથે જ તેનું રાજસિંહાસન કંપી ઉઠી જમીનદોસ્ત થઈ ચૂક્યું હતું. પેરિસની મોજમજા લૂટતો શાહ અગાઉથી ન ચેત્યો, છેવટ સુધી ન ચેત્યો !

## પ્રકરણ ૧૩મું
## ઈ. સ. ૧૯૨૫ની ઉથલપાથલ

દેશના દુર્ભાગ્યનો પ્યાલો જ્યારે છલાછલ ભરાયો હતો; ઇરાનના સ્વેચ્છાચારી, સ્વાર્થી શાહના હૃદયહીન અત્યાચારોથી ઇરાનીઓ જ્યારે ત્રાહિ ત્રાહિ પોકારતા હતા; શાહની અપાર ક્ષુધાથી અભાગી પ્રજા જ્યારે ચોમેરથી લૂટાતી જતી હતી; ત્યારે દેશનો અવશ્યંભાવી ધ્વંસના માર્ગમાંથી મુક્ત કરનાર ઇરાનના એક અજાણ્યા ગામડાંમાં ઉછરેલો ગરીબ છોકરો રેઝાખા હતો.

રેઝાખાં લગભગ ઈ. સ. ૧૮૭૭માં ઉત્તર ઇરાનમાં આવેલા માઝેન્દારા નામના ડુંગરી મુલકના એક નાના ગામડામાં ખેડુતને ત્યાં જન્મ્યો હતો. બાળપણ અતિ દારિદ્રયમાં પસાર થયું હોવાથી ઇરાનના આ ભવિષ્યના મુક્તિ દાતાને ગરીબોના અંતર સમજવાનો બરાબર મોખો મળ્યો. વર્તમાન યુગમાં ઉન્નત બનેલી જાતિઓનો ઇતિહાસ તપાસતાં એ વાત બરાબર સમજાય છે કે જેઓ અત્યાચારી રાજસત્તા વિરુદ્ધ ઝઝૂમી વિજયી નીવડ્યા છે તેઓમાંના લગભગ બધા અત્યાચારોથી જર્જરીત દીન પ્રજામાંથી પેદા થયા છે. એક કુલિન વર્ગનો માણસ આ વિજયી યોદ્ધાઓમાં નજરે પડતો નથી, આડંબર હીન સંજોગમાં ઉછરેલા આ બધા શક્તિધરો અતિ સામાન્ય સ્થિતિમાં જીવન શરૂ કરી જરૂરિઆતના પ્રચંડ પ્રહારથી આત્મશક્તિને

પ્રદીપ્ત કરી છેવટે દેશના મુક્તિદાતા રૂપે પ્રગટ થઇ જગતને વિસ્મય પમાડી રહ્યા છે.

પંદર વર્ષની વયે રેઝાખાં એક સામાન્ય સૈનિકરૂપે કોઝેક બ્રિગેડ નામની એક રશિયાની ટુકડીમાં જોડાયો અને શાહ મુઝફરના મૃત્યુ પછી જ્યારે ઈરાનમાં અરાજકતાં પોતાનો પગદંડો જમાવી રહી હતી ત્યારે પોતાના સાહસ, શક્તિ અને અનુભવના જોરે થોડાં વર્ષોમાંજ તે એ ટુકડીનો એક ઑફીસર બન્યો. ૧૯મી સદીના અંતભાગમાં અને વીસમી સદીની શરૂઆતમાં નાના પ્રકારની ચળવળો વચ્ચે થઇ ઈરાન રૂપાંતર પામતું જતું હતું, દેશનો આ આત્મવિનાશ તેની આંખો સમક્ષ થતો જતો હોવાથી તેના કલ્પનાશીલ મનમાં અનેક સ્વપ્નો પેદા થવા લાગ્યાં. દેશની પડતીના સમયમાં એક એવા સખ્ત મનવાળા મનુષ્યની જરૂર પડે છે કે તેના સખ્ત, સબળ હાથના નિર્દય ચલાતા શાસનથી જાતિની છિન્નવિછિન્ન શક્તિ કેંદ્રીભૂત બની અમુક લક્ષ્ય તરફ દોડવા લાગે. દીર્ઘદષ્ટીવાળા રેઝાખાંને આ સત્ય બરાબર સમજાયું હતું અને ખાસ કરીને પોતાના દેશનું ભાગ્ય લશ્કરી બળ ઉપર જ આધાર રાખે છે એ વાત તેના ધ્યાનમાં બરાબર ઉતરી ગઈ. આ વાત સમજાયા પછી તરત તે ઈરાની લશ્કરને વ્યવસ્થિત કરવા માટે, તેની નવેસરથી ગોઠવણી કરવા માટે પોતાનું બધું લક્ષ રોકવા લાગ્યો.

ઈ. સ. ૧૯૨૦માં સમસ્ત ઇરાનમાં અંગ્રેજો પર્શિયન કરારનામાં વિરુદ્ધ પ્રચંડ ચળવળ ચાલી. અંગ્રેજોના પૈસાથી પરવશ બની વડા પ્રધાન મુસુદુદૌલા અને બીજા બે સ્વજાતિ દ્રોહી પ્રધાનોએ કાવતરામાં જોડાઈ આ સર્વનાશી સંધિપત્ર પર સહી કરી ઇરાનના ગળામાં પરાધીનતાનું દોરડું પહેરાવી દીધું. વિસ્તીર્ણ ઇરાનની ભૂમિ પર રહેતા ઇરાનીઓ પોતાની અશક્તિને લીધે આંખો ફાડી ફાડી આ વિશ્વાસઘાત જોઈ રહ્યા ખરા, પરંતુ દેશના અંદરના ભાગમાં આ

પહેલા રુદ્રદેવતાનું ડમરુ વાગવા લાગ્યું હતું. પ્રલય રાત્રિના વજ્રનાદ વારવાર આકાશને ચમકાવતા હતા. ઉત્તર ઇરાનમાં લોક ચક્ષુને અગોચર રીતે ધીમે ધીમે એક નવીન શક્તિ જાગ્રત થતી જતી હતી અને શક્તિધર રેઝાખાં નાના સરખા કાઝવીન નગરમાં છેવટના સમયની રાહ જોતો બેઠો હતો.

તહેરાનમા પણ ઉગ્રપથી ડૉ. ઝિયાઉદીન ઘણા રોજથી શાર્ક" પત્રિકામાં શબ્દબાણ છોડી રહ્યો હતો. સરકારે "શાર્ક" બંધ પાડ્યું. પરંતુ બીજા દિવસે સવારમા તાજુ જ "બાર્ક" પત્ર પ્રગટ થયું અને આખા શહેરમા ફેલાઈ ગયુ. લડાઇના અવસર દરમિયાન આ "બાર્ક" પત્રને બધ પાડવામા આવ્યું. પરતુ તેને બદલે "રૈયાદ" (Raad=વજ્ર) નામક નવીન પત્રિકા સ્વદેશ દેવતાની વજ્રવાણીને ભાષામાં ઉતારવા લાગી. "રૈયાદ" કાઝવિનના બડના સમાચારો ચોમેર ફેલાવવા સહાયભૂત થયુ. તેણે રેઝખાના બડખોર ચિત્તને નાના પ્રકારની પ્રેરણાઓ આપી. જોતજોતામા તહેરાન અને કાઝવિનમા કાવતરા પગભર થવા લાગ્યા.

ઇ. સ. ૧૯૨૧ નો શિયાળો ચાલતો હતો. ફેબ્રુઆરી માસની ધૂમસથી છવાએલી રાત્રિના અધકારમા કાઝવિનમાથી કોઝેક બ્રિગેડના સૈનિકો હારબધ તહેરાન તરફ કુચ કરવા લાગ્યા, ચોમેર સનકાર હતું. પૂર્વ બાજુએ હિમાવદ શિખર બરફથી ઉજ્જ્વલ બની આકાશના પડદાને ચીરી સ્તબ્ધ બની ઉભુ હતુ. સૈનિકોના મોઢામાંથી શબ્દ પણ બહાર પડતો નહોતો. કેવળ ઘોર રાત્રિની સ્તબ્ધતાનો ગ તેના ડગલાના અવાજથી વારવાર થતો જણાતો હતો. રફનો વરસાદ વરસતો હતો. કાઝવિનથી તહેરાન સુધી જતો રાજમાર્ગ બરફથી છવાઇ ગયો હતો. આવા દુર્ગમ રસ્તા પર આખી રાત ચાલ્યા બાદ સવારના પહોરમા આ સાહસિક સૈનિકો રાજધાનીના

દરવાજા પાસે આવી પહોંચ્યો. તરત જ અંગ્રેજોના પ્રભાવથી કલ્પિત બનેલું રાજતંત્ર તૂટી પડ્યું. ઈરાનના શાહના સ્વાર્થી, દેશદ્રોહી પ્રધાનોને કેદ કરવામાં આવ્યા. અણધારી રીતે રાજ્યની બધી સત્તા રેજાખાના હાથમાં આવી અને તેણે 'સરદાર-ઈ-શિપા'નો (વડા સેનાપતિનો) ખિતાબ ધારણ કર્યો

જિયાઉદ્દીનને વડો પ્રધાન બનાવવામાં આવ્યો અને થોડા રોજમાં એંગ્લો પર્શિયન એગ્રિમેંટ રદ કરવામાં આવ્યું આ રીતે ઈરાનની પ્રજાએ છૂટકારાનો દમ ખેંચ્યો પરંતુ ખજાનામાં પૈસો નહોતો. જિયાઉદ્દીનને પણ પૈસાની મદદ જોઈતી હતી તેણે અંગ્રેજો પાસે પૈસાની માગણી કરી અંગ્રેજોએ હસ્વખતની માફક પોતાનો માણસ વડા સેનાપતિની જગાએ નીમવા પ્રયત્ન કર્યો. પરંતુ આ વાત બનતી હતી તે દરમિયાન ઈંગ્લાંડની પાર્લામેંટમાં સરકારનો ખર્ચ ઘટાડવા-તેમાં ખાસ કરીને લશ્કરી ખર્ચ ઘટાડવા માટે ભારે ઝુંબેશ ચાલી. પરિણામે મે માસમાં અંગ્રેજોની ઉત્તર ઈરાનમાંની સેના ખેંચી લેવામાં આવી. ત્યારબાદ રેજાખા સાથેના અણબનાવને લીધે જિયાઉદ્દીનને નાસી બગદાદ અને ત્યાંથી જીનિવા જઈ રહેવું પડ્યું. ત્યારબાદ મુશિરદૌલા, ખાઈયામુસા સુલતાન વગેરે વડા પ્રધાનોએ એક પછી એક ઈરાનના તંત્રને ચાલુ પાળવાના પ્રયત્નો કર્યાં. પરંતુ તેમનાથી કોઈ પણ જાતની સુધારણા થઈ શકી નહિ. ઊલટું રેજાખા પોતે વડો પ્રધાન અને વડો સેનાપતિ બન્યો અને સખત હાથે ચોમેર શાંતિ ફેલાવવા લાગ્યો તેણે દેશની શક્તિને સંઘબદ્ધ કરવા બરાબર કડ બાંધી

ઉત્તરમાં લુંગરૂ સરદાર કુચીકખાં સ્વતંત્ર સોવિયેટ પ્રજાસત્તાક સ્થાપવાને બહાને નાના પ્રકારના જૂલમો ગુજારી રહ્યો હતો. રેજાખાંએ તેને સખત નશિયત આપી આ બનાવ બન્યા પછી

જોતજોતામાં એ શક્તિશાળી નાયકે બધી દિશામાં સુધારા અમલમાં મૂક્યા. ઇ. સ. ૧૯૨૧માં મેરાદના બંડખોર આગેવાનોને કેદ કરી મારી નાખવામાં આવ્યા. તુર્કસ્તાનની સરહદ પર આવેલો કુર્દ જાતનો બંડખોર શિમ્કો હારી સાલોનિકા જતો રહ્યો, બખ્તયારીનું મુખ્ય મથક આહારમહાલ તાબે કરવામાં આવ્યું, હઠીલા કાશગાઇઓ અને દક્ષિણનો મોહામ્મેરાનો શેખ પણ આ પ્રબળ રાજશક્તિને વશ થયો.

સમસ્ત દેશમાં જ્યારે આમ સર્વત્ર ઉથલપાથલ થઇ રહી હતી, દેશ નવરૂપ ધારણ કરતો જતો હતો, ત્યારે દેશનો તરુણ રક્ષક સુલતાન અહમદ યુરોપની મુસાફરી કરતો હતો અને દેશની દશા તરફ ઉદાસીન વૃત્તિ ધારણ કરી પેરિસના ભોગવિલાસમાં ગરક થઇ ગયો હતો. વિલાસી, અશક્ત શાહના દુર્બલ શાસનથી શ્રદ્ધા ગુમાવી છેવટે દેશની પ્રજાએ જ ઊંઘમાંથી ઉઠી પોતાની વ્યવસ્થા પોતે જ કરી લેવાની જવાબદારી હાથમાં લીધી હતી. ઇ. સ. ૧૯૨૪ની અધવચમાં કાજર વંશ વિરુદ્ધ સમગ્ર દેશમાં એક વિશાળ ચળવળ ઉભી થઇ અને સમાચારપત્રો ખુલ્લી રીતે પ્રજાતન્ત્રની ચળવળની તરફેણ કરવા લાગ્યાં. આથી સમગ્ર દેશ શાહ વિરુદ્ધ ખડો થયો.

આ દરમિયાન નજીક આવેલાં તુર્કસ્તાનમાં પૂર્વનો પ્રતાપી સૂર્ય મુસ્તફા કમાલ પાશા પોતાની આગેવાની નીચે નવીન તુર્કસ્તાન સરજી રહ્યો હતો. તુર્ક પ્રજાતંત્ર સ્થપાઇ ચૂક્યું હતું અને તેને અભિનંદન આપવામાં એશિયાનાં બીજાં રાજ્યો સાથે ઇરાને પણ આગળ પડતો ભાગ લીધો હતો. છેવટે ઇરાનનો આગેવાન રેઝાખાં પણ ઇ. સ. ૧૯૨૪ના માર્ચ માસમાં ઇરાનમાં પ્રજાસત્તાક સ્થાપવાનો પ્રયાસ કરવા લાગ્યો. મજલિસના પ્રજાસત્તાકવાદી પક્ષે તો રેઝાખાના વિચારને અનુમોદન આપ્યું પણ મુલ્લાંઓએ આ વિચાર સામે જબરી ઝુંબેશ શરુ કરી. પ્રજાસત્તાકની સ્થાપના સાથે જ જૂના જમાનાની 'ખિલાફત'

નવીન તુર્કસ્તાનમાંથી લુપ્ત થઈ ગઈ. આગળ વધેલા તુર્કસ્તાનના નવા આગેવાનોએ મનુષ્યનાં મનુષ્યત્વને શ્રેષ્ઠ પદ આપી તર્ક દ્વારા ન ટકી શકે તેવા વહેમી સસ્કારોને માનવજાતિની ઉન્નતિમાં અડચણકર્તા માની તિલાંજલિ આપી. આ બધા બનાવોને લીધે ઈરાનમાંના જૂનવાણી સપ્રદાયે પણ ઇરાનમાં પ્રજાસત્તાક સ્થાપવા માટે જબરો વિરોધ ઉઠાવ્યો. પ્રજાસત્તાક સાથે રખેને નવીન વિચારોનો પ્રબળ પ્રવાહ ધસી આવી ખિલાફત અગર ધર્માધિનાને ઇરાનમાંથી ધસડી જાય, એવી તેમને બીક લાગી. છેવટે મુલ્લાંઓના વિરોધને લીધે પ્રજાસત્તાક સ્થાપવાનું બંધ રહ્યું.

ત્યારબાદ રેઝાખાએ કરબલા અને નેજેફનાં તીર્થ પ્રયટનો કર્યો. જૂના સપ્રદાયના લોકોને તેની આ ધર્મપ્રિયતા બહુ ગમી. તેઓ તેના પ્રત્યે બહુ પ્રસન્ન થયા. તીર્થયાત્રામાં તેને સર્વત્ર પુષ્કળ માન મળ્યું. તે સ્વદેશ પાછો ફર્યો એટલે ઈ. સ. ૧૯૨૫ના ફેબ્રુઆરીની ૯મી તારીખે મજલિસમાં ઠરાવ પસાર થયો કે હવેથી રેજાખાં આરામસુખમગ્ન શાહ આગળ ઇરાનના તત્ર સંબંધમાં કોઈ પણ પ્રકારે જવાબદાર રહેશે નહિ. હવેથી તેણે શાહને બદલે મજલિસના હુકમો પાળવા અને દેશને હિતકારક કામો આરંભવાં. મજલિસમાં આ ઠરાવ બહુજ આનદથી પસાર કરવામાં આવ્યો. કારણકે છેલ્લાં ચારપાચ વર્ષથી ઈરાનના આંતરિક વ્યાપારમાં રેઝાખાંનું વ્યક્તિત્વ જ પ્રબલ બનતુ જતું હતુ, અને તેની પ્રતિભા દેશવાસીની શ્રદ્ધાભાજન બનતી જતી હતી.

મજલિસે સુલતાન અહમદશાહને સ્વદેશ પાછા ફરવાનું આમંત્રણ મોકલ્યું, પરંતુ ભોગમાં ગરક થઇ ગયેલા શાહે એ આમંત્રણ કબૂલ રાખ્યું નહિ.

ત્યાર બાદ ઇરાનના રાજદ્વારી ઇતિહાસમાં એક ભારે ફેરફાર થયો. ચાલુ જમાનો પ્રજાસત્તાકનો ગણી શકાય. બહુ તો સર મુખત્યારીનો

ગણી શકાય. પરંતુ ઈરાનમા તો કુલ સત્તાધારી રાજતંત્ર સ્થપાયુ અને કૃતજ્ઞ ઈરાનીઓએ શાહને પદભ્રષ્ટ કરી તેની જગાએ રેઝાખાને શાહ તરીકે નીમ્યો. ઈરાનીઓના આ નિશ્ચય પાછળની દલીલોનો અરાબર વિચાર કરી શકાય તેમ નથી. જાતિનો ચડતી પડતીનો ઈતિહાસ એટલો વિચિત્ર અને સૂક્ષ્મ કાર્યકારણથી સકળાએલો હોય છે કે તેમાની કોઈ પણ બાબત ઉચિત અનુચિત કે સભવિત અસભવિતના માપથી માપી શકાતી નથી. રાજદ્વારી, સામાજીક અને આર્થિક જુદી જુદી પરિસ્થિતિ અને મનુષ્યના મનની અતિ ગુચવણીભરી રચના ઉપર દેશના ભાગ્યનો આધાર છે. ઈરાનમા પણ તે વખતની પરિસ્થિતિ કદાચ પ્રજાતંત્રને અનુકુળ નહિ હોય અને તેથી જ દેશનું ભાગ્ય ઘડવાનો જેના હાથમા અધિકાર હતો તેણે વીસમી સદીના સામ્યતાત્વિક યુગમા પણ પ્રજાતંત્ર ન સ્થાપતા રાજતંત્ર સ્થાપ્યુ.

ઈ. સ. ૧૯૨૫ના અક્ટોબરની ૩૧મી તારીખે ઈરાનની રાષ્ટ્રસભા મજલિસે સ્વદેશના ઈતિહાસમા એક નવીન યુગનુ આલેખન કર્યું. તે દિવસે કાજર વંશનો છેલ્લો રાજા સુલતાન આહમદશાહ પદચ્યુત થયો અને રેઝાખા ઈરાનના સિંહાસન પર દૃઢ થયો. પદભ્રષ્ટ શાહે પેરિસથી આ ઠરાવનો વિરોધ નોંધાવ્યો પણ સ્વદેશમા પગલું મૂકવાનુ સાહસ તેનાથી થઈ શક્યુ નહિ. ૧૩૧ વર્ષના લાબા અમલ પછી આમ કાજર વંશનો ગૌરવરવિ હમેશને માટે અસ્ત થયો.

ઈરાનના શાહ તરીકે કબૂલ થયા બાદ ઈ. સ. ૧૯૨૫ના ડિસેમ્બરની ૧૫મી તારીખે રેઝાખાનો ધામધુમથી રાજ્યાભિષેક કરવામા આવ્યો. તે જ દિવસે તેણે મજલિસમા દેશના પ્રતિનિધિઓ અને મુલ્લાઓ સમક્ષ બંધારણને અનુકુળ રહેવાના શપથ લીધા. બીજે દિવસે રેઝાખાએ "રેઝાશાહ પહેલવી"ની ઉપાધિ ધારણ કરી દેશના પ્રતિનિધિઓ અને સૈનિકો સમક્ષ સિંહાસન પર આરોહણ

કર્યું તેનો આઠ વર્ષના પુત્ર શાપુર મહમ્મદ રેઝાને ઇરાનના યુવરાજની પદવી મળી.

આ પ્રમાણે ઇ. સ. ૧૯૨૫થી ઇરાનના ઇતિહાસમા એક નવીન અધ્યાયની શરુઆત થઈ છે અને હજાર વર્ષની લાબી મુદત પછી પૂર્વની આ પ્રાચીન સસ્કૃત જાતિ મુક્ત વાયુમા ઉદાર આકાશમા સ્થિર ઉન્નત કરી વળી એક નવીન રૂપ લઇ જાગ્રત બની છે. વિશાળ ઇરાનની જમીન પર આજે નવ જાગરણની ચચળતા ફેલાઈ રહી છે આધુનિક ઉન્નત વિચારોના પ્રવાહ પ્રબળ બની યુગસચિત આવર્જનાના દમથી તરણાની પેરે ધસડી જાય છે ઘણા વર્ષો થયા ગુમાવેલી શક્તિ પાછી મેળવી ઇરાન આજે વિશ્વસભામા ગૌરવશાળી આસન મેળવવા શક્તિમાન બન્યુ છે વિશ્વના યૌવનની વાર્તાઓ આજે તેના ઉઘાડા દ્વારમા આદરમાનપૂર્વક પ્રવેશી રહી છે આજે ચોમેર ત્યા નવીન યુગધર્મની સ્થાપના થતી જાય છે. અને આ નવા યુગધર્મની સ્થાપનાની ભારે જવાબદારી લીધી છે પ્રજાના હિતાકાક્ષી વિચક્ષણ રાજદ્વારી ઇરાનના શાહ રેઝાશાહ પહેલવીએ

## પ્રકરણ ૧૪ મું
### આધુનિક ઇરાન

સામ્રાજ્ય લોભી યુરોપીઅન સત્તાઓના કોળિઆમાથી દેશને બચાવવો હોય તો આધુનિક કેળવણી, લશ્કરી શક્તિ અને પૈસાના બળથી દેશને બળવાન બનાવવો જોઈએ એ વાત રેઝાશાહ પહેલવીની દીર્ઘદૃષ્ટિને તરત સમજાઈ ગયુ અને તેથી જ તેણે આધુનિક પદ્ધતિ મુજબ ઇરાનના જીવનના બધા અગોને રૂપાતરિત અને દૃઢ બનાવવા તરફ પોતાનુ બધુ લક્ષ દોર્યું.

અત્યાર સુધી ઇરાનમા કેળવણી એ ધર્મનુ અગ ગણાતી હતી. મક્તબ (પાઠશાલા) અને મદ્રેસા (કૉલેજ) મા ફારસી ભાષા, આરબી ભાષા, કુરાન, મુસલમાની કાયદા અને રિવાજોનું જ્ઞાન આપવામા આવતુ. આવી બધી શાળાઓ સામાન્ય રીતે મસ્જિદની સાથેજ જોડાએલી હતી અને મુલ્લાઓ તથા ધર્મગુરુઓ એની શાળાઓમા ભણાવવાનું કામ કરતા. આવી એકમાર્ગી સકુચિત શિક્ષાપદ્ધતિને પરિણામે ઇરાનના મનોરાજ્યના દ્વાર બહારના વિસ્તૃત જગતથી સદાને માટે વસાએલા રહેતા. આથી આધુનિક જગતનો પ્રકાશ ઇરાન પર ક્વચિત જ ફેલાતો હતો. પરતુ ઓગણીસમી સદીની શરુઆત સાથેસાથે ઇરાનનો યુવક વર્ગ યુરોપિયન કેળવણીના સમર્ગમા આવવા લાગ્યો અને તેથી દેશમાં આધુનિક કેળવણીનો ફેલાવો

થવા લાગ્યો, તો પણ આ ફેલાવો આશાનુરૂપ નહોતો. હવે રેઝાશાહ પહેલવીના તનતોડ પ્રયત્નને પરિણામે દેશમાં આધુનિક કેળવણી સર્વત્ર ફેલાઇ રહી છે, ગામડાંઓમાં પણ કોલેજો અને નિશાળો સ્થપાઈ ચૂકી છે અને આ સર્વને પરિણામે દેશની સર્વ દિશામાં ઉન્નતિ થઈ રહી છે. દર વરસે પ્રતિભાશાળી યુવકો ઇરાની સરકારના ખરચે યુરોપ અને અમેરિકા મોકલવામાં આવે છે અને ત્યાંથી તેઓ નાના પ્રકારની જ્ઞાનસંપત્તિ લાવી માતૃભૂમિને નવા નવા અર્ઘ્ય આપે છે.

ઇરાનના નવજાગરણની ચેતનાએ લાંબા કાળથી ચાલી આવેલી પાષાણની દિવાલો ભેદી સેંકડો બુરખાધારી યુવતીઓના ચિત્તને હલમલાવી દીધાં છે અને નવા યુગની વાણી તેમનાં બહુ યુગથી રૂંધાએલાં કમાડ પર આઘાત કરી તેમને બહત્તર કર્મક્ષેત્રને વિષે બોલાવી રહ્યાં છે. તેથી નવીનતાની પ્રાણપ્રતિષ્ઠા કરવાની સાધના સાધવામાં સ્ત્રીઓ પણ ઘરનો ખૂણો છોડી ખુલ્લા આકાશ નીચે પુરુષોની સાથે આવી ઉભી છે. કેળવણી, સંસ્કૃતિ અને આદર્શમાં ઘણી સ્ત્રીઓએ ત્યાંના સમાજમાં શીર્ષસ્થાન મેળવ્યું છે. યુરોપ અને અમેરિકા જઇ દર વરસે સેંકડો સ્ત્રીઓ ઇરાન પાછી આવે છે અને યુગોપયોગી સમાજ રચવામાં કામે લાગી ગઇ છે. "ખિઝર" પત્રની સંપાદિકા આકિફા ખાનુમ અને 'જબાન-ઇ-જનાન" પત્રિકાની સંપાદિકા સિદીકા ખાનુમ અત્યારે કોઇ પણ દેશની સુધરેલી સ્ત્રીઓમાં ભાત પાડે તેવી છે.

ઇ. સ. ૧૯૦૬ ના નવજાગરણના મોજાંએ સ્ત્રી સમાજ પર પણ ભારે અસર કરી હતી. તે વખતની તીવ્ર ઉશ્કેરણીએ જનાનખાનામાં પુરાઇ રહેલી સ્ત્રી જાતિના હૃદયમાં પણ સ્વતંત્રતાની ધગશ રેલાવી હતી. સ્વેચ્છાચારી ઉદ્દામ અત્યાચારોએ તે વખતે આખા દેશમાં

જે દાવાનળ પ્રગટાવ્યો હતો તેણે નારી જાતિના કોમળ પ્રાણમાં પણ જ્વાલા પ્રગટાવી હતી અને તેથી ભૂતકાળનાં હજારો બંધનો તોડી નારીશક્તિ અત્યાચારને દબાવી દેવા તત્પર બની હતી, જાગ્રત નારીશક્તિ જો તે વખતે પુરુષોને પ્રેરણા ન આપત, શોક, નિરાશા, લાંછનાથી સ્ત્રી જાતિની સ્થિર વિદ્યુત સમી પ્રાણસંપદ જો તે વખતે પુરુષના પ્રાણમાં શક્તિ ન પૂરત તો ઇરાનનો મુક્તિનો માર્ગ હમેશને માટે રૂંધાઈ જાત. [1]

દેશમાં નારીપ્રતિષ્ઠા સ્થળે સ્થળે સંઘબદ્ધ જુદાં જુદાં પ્રતિષ્ઠાન દ્વારા આત્મપ્રકાશ કરી રહી હતી. એટલું જ નહિ પણ સ્ત્રીઓ દ્વારા ચાલતી અનેક છૂપી સમિતિઓ પેદા થઈ દેશમાં ઉગ્રપંથી ચળવળને પ્રેરણા પાઈ રહી હતી. તહેરાનમાં એક કેંદ્રસમિતિ દ્વારા ચાલતી આવી કેટલીક છૂપી સમિતિઓ એકી સાથે મળી કામ કરતી હતી. વળી પુરુષોની દાંભિક કાર્યદક્ષતા જ્યારે ઇર્ષ્યાદ્વેષ અને પક્ષાપક્ષીના વિષથી જર્જરિત બની નાના પ્રકારની હીનતા પ્રગટ કરતી ત્યારે આ નારી સમિતિઓ ખરેખરા દેશપ્રેમથી દોરાઈ ન્યાય માર્ગને વળગી રહેતી હતી. મહેસુલી પ્રધાન મોર્ગન સુસ્ટરના ઘણાખરા ઉપકારો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આવી ઉદાર નારી સમિતિ દ્વારા સિદ્ધ થયા હતા. મહમ્મદઅલ્લીના ભાઈ સુયા-ઉલ-સુલતાનની સંપત્તિ ઇરાની

---

૧. "It is not too much to say that without the moral force of those so-called chattels of the oriental lords of creation, the ill-stared and short-lived revolutionary movement, however well conducted by the Persian men, would have early paled into a mere disorganised protest. The women did much to heep spirit of liberty alive."

સરકારે જપ્ત કરી ત્યારે એ સંપત્તિ રશિયન બેંકના કબજામાં છે એવો બેંકે દાવો કર્યો પરંતુ સ્વાર્થી સુધા-ઉલ-સુલતાનની ત્યાગી અને ન્યાયી સહધર્મિણીએ ખૂફે વિથ સુસ્ટર પાસે મોકલાવી રશિયાનો આ દાવો ખોટો છે એમ સાબિત કરી બતાવ્યું હતું પરિણામે રશિયાનો દાવો ખોટો ને તરકટી સાબિત થયો હતો. નારી શક્તિનો મહાન પ્રકાશ નારી હૃદયની અપરિસીમ દયા પરાધીન ઈરાનના અધ પતિત પુરુષોને ડગલે ડગલે હીનતા અને દુર્બળતાથી બચાવી ઈરાનને ગૌરવશાળી બનાવી રહ્યા છે અને તેથી જ ઈરાનની આ નવયુગની સમાજ-વ્યવસ્થામાં સ્ત્રીવર્ગને તેમને લાયક સ્થાન મળશે એવી આશા રાખીએ તો તેમાં ખોટું કઈ જ નથી

ઈરાન બહુ ગરીબ દેશ છે તેના પણ પોતાના સુખમાં મગ્ન, આળસુ શાહની ઉદાસીનતાને લીધે ઈરાનનું નાજુક, સુંદર, સ્વદેશી શિલ્પ દિનપ્રતિદિન ક્ષીણ અને તિરસ્કૃત બનતું ગયું છે આથી દેશની ગરીબાઈ દિવસે દિવસે વધતી ગઈ છે ઈરાનના પ્રખ્યાત ગાલીચા, શાલ, રેશમ અને ધાતુનો હુન્નર એક વખતે જગતને નવાઈ પમાડતા હતા હાલમાં આ નાશપામેલા હુન્નરોમાં નવજીવનનો સંચાર કરવાનો પ્રયત્ન રેઝાશાહ પહેલવીએ માંડ્યો છે સ્વદેશી હુન્નરોનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરી પ્રજાની આર્થિક અવસ્થા ઉન્નત કરવાની વ્યવસ્થા ચોમેર થઈ રહી છે.

લાંબા કાળની અવ્યવસ્થા, લાંચીઆ અમલદારોનું પ્રજાપીડન અને વિલાસી શાહનો અપરિમિત વિલાસવ્યય સરકાર અને પ્રજાને ગરીબાઈના ગર્તમાં ધકેલતાં હતા ઈ. સ. ૧૮૨૩ થી વૅશિંગ્ટનનો સરકારી આર્થિક સલાહકાર ડૉ. મિલ્સપ વાર્ષિક પંદર હજાર સ્ટર્લિંગના પગારથી ઈરાની સરકારનો મહેસુલી ખાતાનો ડિરેક્ટર જનરલ બન્યો છે તેણે અત્યાર સુધીમાં મહેસુલી ખાતામાં પુષ્કળ સુધારા કર્યા છે

આધુનિક પદ્ધતિ મુજબ સિવિલ સર્વિસ અને તે મુજબની શાસન-પદ્ધતિ સ્થાપી તેણે અત્યાર સુધીમા દેશની આવક પુષ્કળ વધારી છે. મહેસુલી પ્રધાનના તાબા નીચે ઇ. સ. ૧૯૨૬ના ઓગષ્ટ માસમા તહેરાનમા એક નવી બેંક સ્થાપવામા આવી છે. તેની મુડી ૨૦૦ લાખ તોમાન ઠરાવી છે. આ મુડી પ્રરાની રાજકુટુબની જમીન, ઝવેરાત વગેરે વેચી ઉભી કરવી અને તેમ છતા કઇ ખૂટે તો જકાત ખાતામાથી ભરપાઇ કરવી એવુ ઠરાવવામા આવ્યુ છે ઇરાનના જુદાજુદા ભાગોમા આ બેંકની શાખા સ્થાપવી એવુ પણ નક્કી કરવામા આવ્યુ છે.

આધુનિક જમાનામા સ્વતત્રતા જાળવી રાખવા માટે સ્વરક્ષણ માટેની તાકાત દરેક દેશમા હોવી જ જોઇએ. આ માટે રેઝાશાહ આધુનિક ઢબનુ લસ્કર ઉભુ કરવા શરુઆતથી જ પ્રયત્ન કરવા મડ્યો છે. નવા નવા યત્રો પણ તેણે દેશમા વસાવવા માડ્યા છે ઇરાનના રિવાજ મુજબ તે પોતે સેના વિભાગનો સર્વોપરી શાસક છે. આથી તેને સેના સાથે પ્રત્યક્ષ સબધ રાખવાની તક મળે છે અને તેથી જ તે લશ્કરને જેમ બને તેમ ઝડપથી આગળ ધપાવવાનો જબર પ્રયત્ન કરેવામા સફળ થયો છે. અગ્રેજોએ સ્થાપેલુ દક્ષિણ ઇરાન રાઇફલ સૈન્ય, રશિયાએ સ્થાપેલુ કાઝેક સૈન્ય અને સ્વીડિશ અમલદારોએ સ્થાપેલુ પોલિસ સૈન્ય આ ત્રણે લશ્કરો તોડી પાડી તેણે તેને નવુ રૂપ આપ્યુ છે. તેણે લગભગ બે લાખ સૈનિકોનુ એક નવું લશ્કર ઉભુ કર્યુ છે અને તેને ૩૫૦૦૦નું એક એવા છ મોટા દળોમા વહેચી નાખ્યુ છે. દરેક દળને ઇરાનના જુદા જુદા મથકોમા શાતિ જાળવવા માટે રાખવામા આવ્યુ છે. ભવિષ્યની લડાઇમા હવાઇ લશ્કર ખાસ ભાગ ભજવવાનુ છે એ વાત રેઝાશાહ બરાબર સમજે છે અને તેથી તેણે જર્મની અને તુર્કસ્તાનથી ખાસ એ બાબતના વિશારદોને બોલાવી

ઇરાની હવાઇ લશ્કર ઊભુ કરવાનો પ્રયત્ન આદર્યો છે તેઓ ઇરાની સૈનિકોને આ બાબતનું જ્ઞાન આપે છે આ સિવાય ઇરાનમાંથી અખ્યાબધ યુવકોને હવાઇ વિમાનો ચલાવવાની વિદ્યા મેળવવા માટે સરકારી ખર્ચે ફ્રાંસ મોકલવામાં આવ્યા છે

૪ મ ૧૯૨૭ના નવેંબર માસમા ફરજિયાત લશ્કરી કેળવણી સબધમા એક રાજાજ્ઞા પ્રગટ કરવામા આવી છે અને તે માટે લશ્કરી શાળાઓ સ્થાપી તેમા વિદ્યાર્થીઓ દાખલ કરવાનુ શરૂ કરવામા આવ્યુ છે ૨૧થી ૪૦ વર્ષની ઉમરના પ્રત્યેક પુરૂષને લશ્કરી કેળવણી મેળવવા બે વર્ષ લશ્કરમા નોકરી કરવી જ જોઇએ એવુ ઠરાવવામ આવ્યુ છે

વેપાર વધારવા, દુકાળનું નિવારણ કરવા, અને દેશનું રક્ષણ કરવા માટે રેલ્વે પર બહુ આધાર રાખવો પડે છે ઇરાનના ડુંગરો અને રણોથી ભરપૂર પ્રદેશમા અત્યાર સુધી ઉંટ અને ઘોડા વડે વેપાર ને મુસાફરી થતી હતી હાલમા મોટર લોરી અને ટ્રકો સર્વત્ર ફેલાઇ રહી છે અને તે સાથે રેલ્વે નાખવા ની પણ વ્યવસ્થા કરવામા આવી છે પરદેશીઓ પાસેથી પૈસા લેવાની અનિચ્છા છતા આ બાબતમા ઇરાનને પરદેશોની લોન લેવી પડે છે, ઇરાની સરકારે અંગ્રેજ અને અમેરિકાની બેંકો પાસેથી લોન લેવાનુ નક્કી કર્યું છે અંગ્રેજ અને સ્વિસ એન્જીનેરોને તહેરાનથી ઇરાની અખાત સુધી રેલ્વે બાંધવાનો પરવાનો મળ્યો છે અને તેનું ખર્ચ ઉભુ કરવા માટે ચા અને ખાંડ પર કર નાખવામાં આવ્યો છે

વર્તમાન યુગના વિરોધી સ્વાર્થની હરિફાઇના ક્ષેત્રને વિષે બધી જાતિઓને સ્વરક્ષણ માટે બીજી જાતિઓ સાથે મેળ રાખવો પડે છે અને તેથી જ રાષ્ટ્ર જગતને વિષે સાધ અથવા સરખા સ્વાર્થોથી

સ્થપાએલાં મિત્રનાબંધનો અતિ આવશ્યક થઇ પડ્યાં છે. ઇરાન પ્રથમ તો પૂર્વની સત્તાઓ સાથે સંધિસૂત્રથી જોડાયું છે. ઇ. સ. ૧૯૨૧ માં રશિયાની બોલશેવિક સરકાર સાથે ઇરાનને સંધિ થઇ અને એજ વરસમાં થિયોડોર રસ્ટિન સોવિયેટ સરકારના પહેલા પતિનિધિ રૂપે તહેરાન આવી પહોંચ્યો. સ્વેચ્છાચારી ઝારના સમયમાં સામ્રાજ્ય-લોભી રશિયા ઇરાનનો કોળિયો કરી જવા તૈયાર થયું હતુ પરંતુ હાલના જાગ્રત ઇરાનને સોવિયેટ સરકારે યોગ્ય માન સાથે મિત્ર બનાવ્યું છે. આ સંધિ મુજબ ઇરાનને રશિયાના બધા રૂણમાંથી [ ૬૦ લાખ સ્ટર્લિંગ ] મુક્ત કરવામાં આવ્યું છે અને ઇરાનમાં રશિયાના તાબાની જે કઇ જમીન, ઇમારત, રસ્તા, જેટી, રેલ્વે, અને ઉરમિયા સરોવરમાંના વહાણો હતા તે બધું ઇરાનને સોંપી દેવામાં આવ્યું. એટલુ જ નહિ પણ રશિયાની લાંબા કાળથી ચાલતી બેંક પણ ઇરાનની સરકારના તાબામાં આવી. તુર્કસ્તાન, રશિયા અને ઇરાન વચ્ચે જે સધિ થઈ છે તેની મુખ્ય કલમ એ છે કે આ ત્રણમાંની કોઈ પણ સત્તા લડાઈમાં જોડાય તો બીજી બે સત્તાએ તટસ્થ રહેવું. ઇ. સ. ૧૯૨૬ના જુલાઇની ૧૧મી તારીખે રેજાશાહે મજલિસમાં ભાષણ આપતા કહ્યુ હતુ કે "આપણે સર્વ પરદેશી સત્તાઓ સાથે મિત્રતા સ્થાપવી પડશે. તુર્કસ્તાનની સાથે સંધિ થઇ ચૂકી છે અને તેથી મને બહુ આનદ થયો છે. પોલાંડ સાથે વેપારી સંધિ કરવાનો પ્રયત્ન ચાલુ છે." ત્યાર બાદ અફઘાનિસ્તાનના અમીર અમાનુલ્લાએ રાણી સુરિયા સાથે ઇરાનની મુલાકાત લીધી એ એ બને ભાઇબંધ દેશો વચ્ચેની સધિ થઈ ચૂકી.[૧]

---

૧. ત્યાર બાદ અમાનુલ્લા પદભ્રષ્ટ થયો, પરંતુ તેની જગાએ આવનાર નાદિરશાહે અફઘાનિસ્તાનની પરદેશી નીતિ બદલેલી ન હોવાથી ઉપલી વિગતમાં કંઇ ફેર પડતો નથી.

ઉન્નત અને આગળ વધતી પ્રજાનું એ લક્ષણ છે કે દેશમાં રહેતી પ્રજાના સુખદુઃખ, વિપદઆપદની બધી જાતની જવાબદારી દેશની સરકાર માથે ઉઠાવી લે છે. દેશની અશક્ત અને અનાથ પ્રજાનો ખરચ સરકાર પુરો પાડે છે. આધુનિક ઇરાનમાં પણ કોઈ પણ ગરીબ કે અનાથ માનવી રસ્તામાં રઝળતું માલમ પડે તો પોલિસ તેને સરકારી યતીમખાનામાં મોકલી દે છે. એવાં યતીમખાનાનું બધું ખર્ચ સરકાર ઉપાડે છે. તેમાં રહેતા અનાથોનો ખાવાનો તથા કેળવણીનો પુરતો બંદોબસ્ત કરવામાં આવે છે.

આ સિવાય રાજ્યશાસનની પદ્ધતિમાં અનેક પ્રકારના સુધારા કરવામાં આવ્યા છે. અગાઉ લાંચ લેવાનો રિવાજ અમલદાર વર્ગમાંના નાના મોટા સર્વને માટે અર્થોપાર્જનનો એક સહેલો ઉપાય મનાતો હતો. મહેસુલી ખાતામાં વ્યવસ્થા નહોતી. અમલદારોના જૂલમોથી અને તેઓની શોષણનીતિથી ગરીબ દેશવાસીઓ જર્જરિત બની ગયા હતા. હાલમાં એ બધી બૂરો સુધારવામાં આવી છે અને શાસનતંત્ર લગભગ સંપૂર્ણ બન્યું છે. અગાઉ લૂટારાના ત્રાસથી ઇરાનની માતૃભૂમિ મુસાફરી માટે અયોગ્ય ગણાતી, હવે સર્વત્ર સખત શાસનતંત્રને લીધે રસ્તાઓ સુગમ બન્યા છે અને વેપાર તથા મુસાફરી સહજ બનેલ છે. અરબિસ્તાન, કુર્દિસ્તાન, લારિસ્તાન વગેરે સ્થળોના ઉત્તર દક્ષિણ ઇરાનના તુરંગી નાયકોના બંડને સખત હાથે દાબી દઈ રેઝાશાહે કેંદ્રીય શાસનને સશક્ત બનાવી રહ્યો છે અને તેના આ અસાધારણ શૌર્યને લીધે તેને પૂણ્યતીર્થ નજફમાંથી હીરામોતી જડિત એક તરવાર ભેટ તરીકે મળી છે.

શક્તિમાન નાયકની આગેવાની તળે આજે થોડા વર્ષો પહેલાં દુર્બળ ગણાતું ઇરાન સબળ બની ભૂતકાળની જંજાળને તરછોડી ...ર જયયાત્રા કરવા તૈયાર થયું છે. પશ્ચિમની આગળ વધેલી

જાતિઓએ એક વખત જે ઇરાનના મોભાને તરછોડી કાઢયો હતો તે જ હવે તેના વિજયને નીચા મસ્તકે સ્વીકારી લે છે. અત્યાર સુધી ઇરાન નામનું સ્વતંત્ર હોવા છતાં વિદેશી શક્તિના પ્રભાવ નીચે દબાતું જતું હતું. પોતાના દેશમાં, પિતા પિતામહની ભૂમિમાં પરદેશીઓનો ન્યાય ચુકવવા જેટલી શક્તિ પણ તેનામાં નહોતી. જુદા જુદા દેશના કોન્સલો પોતપોતાની અદાલતોમાં પોતપોતાના દેશના ગુન્હેગારોએ ઇરાનની ભૂમિ પર કરેલા ગુનાઓનો ન્યાય ચૂકવતા.

મહાયુદ્ધ પછી ઇરાનનું પ્રતિનિધિ મંડળ પારીસમાં સ્વદેશની માગણી રજૂ કરવા માટે શાંતિસભામાં ગયું હતું ત્યાંથી તેને જાકારો મળ્યો હતો. ઇરાનની તે વખતની મુખ્ય માગણી એ હતી કે પરદેશીઓની સ્વતંત્ર અદાલતો બંધ પાડવી અને ઇરાનની સરકારના હાથમાં પરદેશીઓનો ન્યાય ચુકવવાની સત્તા સોંપવી. પરંતુ શાંતિસભામાં દુર્બળ ઇરાનના પ્રતિનિધિઓને ઉભા રહેવાની સત્તા ન મળી.

આજે ઇરાનનું નવું શરુ થએલું જીવન નવીન રાજશક્તિની અમર્યાદાને દૂર કરે છે. રેજાશાનુ વિરાટ વ્યક્તિત્વ આજે વિદેશી પ્રભાવનાં બંધનો તોડી દેશની ખરી સ્વતંત્રતાની ઓળખાણ કરાવે છે. થોડા સમય પહેલાં ઇરાનની સરકારની પરદેશીઓનો ન્યાય ચુકવવાની સત્તા સ્વીકારવામાં આવી છે. કોન્સલોની જુદી અદાલતો ઉઠાવી લેવામાં આવી છે. જકાત ખાતામાં મરજી મુજબની વ્યવસ્થા કરવાની સત્તા ઇરાનને પાછી મળી છે.

હજારો વર્ષોની ચડતીપડતીના વમળમાં ફસાયા બાદ, હજારો જાડોના ઘાતપ્રતિઘાતમાં અટવાયા બાદ સાકડી ગલીકુંચીઓમાં થઇ, હજારો પ્રકારના અનુભવો પ્રાપ્ત કરી ઇરાન આજે પાછું ઉચું માથું કરી ભવિષ્યના દ્વાર સામે આવી ઉભું છે. તેના ઝર્ણું સમાજના

અંગ્રેજ્યુગમાં આજે યૌવન પ્રેરણાનું અપૂર્વ ઝરણું પ્રગટી નીકળ્યું શક્તિશાળી ઉન્નત જાતિઓ સાથે બરોબરીઆ તરીકે તેને આ વિશ્વના દરબારમાં ગૌરવશાળી આસન પ્રાપ્ત થયું છે પરંતુ કલ્યાણ માર્ગમાં વિઘ્નોનો પાર હોતો નથી સત્યનો દુર્ગમ પથ સદા કંટકમય હોય છે, હજારો હરકતોથી ભરપૂર હોય છે તેથી કલ્યાણના માર્ગે બે ડગલા ભર્યા ત્યાં ઈરાનમાં અકલ્યાણના મૃદુ મૃદુ અશુભ ઘંટારવ સંભળાવા લાગે છે અફઘાનિસ્તાનનો સત્યદૃષ્ટા, કલ્યાણકારી અમીર એ દુર્ભાગી દેશના ખરા હિતના પ્રયત્નમાં આત્મબલિદાન આપી દેશનિકાલ થયો છે કોના કૂટ ચક્રતિને પરિણામે અફઘાનિસ્તાનની અજ્ઞ ડુંગરી જાતો પોતાના તારણહાર સામે હથિયારો લઈ ખડી થઈ હતી? માનવતાનો એ મહા શત્રુ કોણ છે? ઈરાનમાં પણ આજે ખૂણે ખૂણે બંડનો ધૂમાડો નીકળવા લાગ્યો છે ઘણા વર્ષોને અંતે દેશના સર્વ બંધનો તોડી જે વીર પુરુષે દેશને વિશ્વમાં વિખ્યાત કર્યો છે તેની વિરુદ્ધ આ બધી ઉશ્કેરણી કરનાર કોણ છે? બળવો ફાટી નીકળ્યો છે તે સાથે જ રેજાશાહે સખત હાથે તેનો સામનો કર્યો છે ફાર્સના ગવર્નરને કેદ કરી બળવો દાબી દીધો છે પરંતુ પોતાના ખરા હિતેચ્છુ સામે આવા કાવતરા કરવાની પ્રેરણા ઈરાનવાસીઓને ક્યાંથી મળી? માનવજાતિનો એ મહાશત્રુ કોણ છે?

પરંતુ આજે યુગપરિવર્તનના આ મહાસંધિક્ષણને વિષે નવીન અરુણનો રક્ત પ્રકાશ રાત્રિના અંધકારથી પીડાતી ધરણીના આંગણામાં ફેલાતો જાય છે મંદિરે મંદિરે શંકરનો ગંભીર પિનાકધ્વની શુભ ભવિષ્યની સૂચના આપે છે અસત્યને પરાભૂત કરી સત્ય જય પામશે સકળ અશુભને ધ્વસી ... જાતનો સંદેહ નથી